# THE
# DESERTED VILLAGE

Versified in Gujarati

by

Dr. M. O. Suraiya,
Ghod Bunder Road,
Jogeshwari,
BOMBAY.

Published by the Author.

# MESSAGE

The translation of Goldsmith's poem "The Deserted Village" has come at the right moment. The Indian world to-day is concerned chiefly with the one topic, Viz, the development of villages. We are going back to the village to make firm the tottering foundations of our present day society. The economic situation now prevailing in the world has broken the villages. Our village-life to-day has become stagnant in all its aspects. Not only is the wealth of the villages being constantly drained away into the few cities and

towns, but they are also deserted by the more talented people, who finding no scope for their development and fulfilment of ambitions in their village homes, concentrate into the cities. Being dazzled by the pomp and power of the cities, they begin to value things differently. The happy community life of villages with their festivals, fairs and harvest songs etc. is broken. The inhuman process of exploitation of a living and productive community has touched its extreme limit. The poor are deprived of enjoying the fruit of their labour. Our culture has degenerated.

## THE DESERTED VILLAGE

If we work to-day for the regeneration of the village, it is for the regeneration of our culture itself.

The translation of the poem in Gujarati is a very valuable and useful addition to our Gujarati literature, and I heartily cougratulate Dr. Suraiya for the great pains he has taken to do a difficult task.

*Jayashri Raiji.*

# સૂનું ગામડું

ગોલ્ડસ્મિથના "ડેઝર્ટેડ વિલેજ" નો

સમશ્લોકી અનુવાદ

સંપાદક અને પ્રકાશક

ડૉક્ટર એમ. ઓ. સુરૈયા
ઘોડબંદર રોડ, જોગેશ્વરી,
મુંબઇ.

# સૂનું ગામડું

( આવૃત્તિ પહેલી )



કિંમત રૂા. ૨-૦-૦.

મળવાનું ઠેકાણું

મેસર્સ ત્રિપાઠી એન્ડ કો. બુકસેલર્સ
પ્રિન્સેસ સ્ટ્રીટ,
મુંબઈ ૨.

Printed by T. R. Soneji at Sudama Art Printery,
336, Kalbadevi Road, Bombay 2.

# સૂનું ગામડું

## અર્પણ

સમાજ સેવાની ધૂન અને સાહિત્યની લગનીમાં

લીન બનેલાં અને સરળ સ્વભાવે સોહામણાં

શ્રીમતી **પન્નાબહેન** દફતરીને સસ્નેહ.

ઘોડ બંદર રોડ, જોગેશ્વરી
મુંબાઇ તા. ૧-૧-૧૯૪૧

**એમ. ઓ. સુરૈયા.**

# સૂનું ગામડું

## અંતરનો ઉદ્દગાર.

"જતિ' ને અણધાર્યો સત્કાર અને એક ગુર્જર પ્રતિમાના સહકારના પરિણામે "સૂનું ગામડું" જનતા સમક્ષ ધરવા ભાગ્યશાળી થયો છું, ભાષાનું માધુર્ય, શબ્દ રચના, કાવ્યનું વહન, છંદની તાલઘટના અને સવૈયાનું માત્રામાપનું ઝીણવટથી નિરીક્ષણ કરી આ સાહિત્યદેવીએ પ્રસ્તાવના લખી આ કૃતિને સુશોભિત બનાવવા અથથી ઇતિ, અત્યંત પ્રયાસ કરેલો છે; જેથી હું આ, ગુજરાતના પ્રથમ નવલકર્તાનાં સાક્ષર પૌત્રી, કુશળ દીવાનનાં વિદ્વાન પુત્રી, પ્રવીણ ડોકટરનાં કુલીન પત્ની અને મુખ્ય પ્રધાનનાં પ્રતિષ્ઠિત મંત્રી શ્રીમતી હંસાબહેન મહેતાનો ઋણી છું. શ્રી બલવંતરાય ઠાકોર, શ્રીમતી જયશ્રીબહેન રાયજી, શ્રીમતી સરોજિનીબહેન મહેતા, શ્રીમતી પન્નાબહેન દફતરી, શ્રીમતી પ્રેમલીલાબહેન મહેતા, શ્રીમતી તરંગિણીબહેન રસિકલાલ, શ્રી રામપ્રસાદ બક્ષી અને શ્રી. મનસુખલાલ ઝવેરી, એ ગૃહસ્થો અને સન્નારીઓએ આ કૃતિમાં સદ્દભાવે રસ લઈ એમનાં સમયનો ભોગ આપેલો છે; માટે હું એ સાહિત્ય પ્રેમીઓનો સસ્નેહ આભાર માનું છું.

મુંબઈ તા. ૧-૧-૪૧.

**એમ. એ. સુરૈયા.**

# સૂનું ગામડું

## આવકાર વચન.

"જતિ" ના સુરેખ તરજુમા પછી ભાઈ શ્રી સુરૈયાની આ બીજી કૃતિ છે. વિષય એમણે પોતાની કલમને ફાવતો શોધી લીધો છે, અને જો કે હૂબહૂ છબી ઉપસાવવાની મુશ્કેલી આમાં વધારે છે, તોપણ એમણે સ્થળે સ્થળે ઉચિત શબ્દ અને સમુચિત લયનો મેળ સાધવામાં સારી ફતેહ મેળવી છે. ગોલ્ડ સ્મિથના અઢારમી સદીના વિદેશી કવિતાતળાવને વીસમી સદીનું ગુજરાતી કવિતા-તળાવ બનાવી લેવામાં એઓ સારી રીતે ફાવ્યા છે. 'જતિ' ની માફક આ સરલ ઊર્મિલ કાવ્ય પણ આપણી અંગ્રેજી ગુજરાતી શાળાઓમાં પાઠયપુસ્તક બનવું જોઈએ અને એમ થવા પામશે તો ભાઈ શ્રી સુરૈયાં તો પોતાના મનગમતા શોખની પાછળ શ્રમ અને સમયનો વધારે વધારે વ્યય કરવાને તત્પર છે. આવૃત્તિએ આવૃત્તિએ જે કાંઈ કચાશ કે ઝાંખપ જણાઈ આવશે તે સર્વને

# સૂનું ગામડું

સમારી લેવામાં એ પોતે કશીયે કચાશ રાખશેજ નહીં. "ડેઝર્ટેડ વિલેજ" ના ગુજરાતી અનુવાદને આવકાર દેવાનો આ મ્હને બીજો પ્રસંગ પ્રાપ્ત થાય છે. સ્વ. મણિશંકર રત્નજી ભટ્ટ (કાંત) ભાવનગર રાજ્યમાં વિદ્યાધિકારી હતા ત્યારે એમની નિરીક્ષા તળેની ગુજરાતી શાળાઓમાંના એક શિક્ષકે એનો ગુજરાતી અનુવાદ હરિગીત છંદમાં અને "તજાયેલ તિલકા" ના નામે શરૂ કરેલો, અને તે વખતે એ શિક્ષકને ઉત્તેજન માટે ભાઈશ્રી "કાંતે" એને વચન આપેલું કે ચોપડી છપાશે ત્યારે પોતે પ્રવેશક ખુશીથી લખી દેશે. એ ઓ તો તે ઘડી આવતાં પ્હેલાં વિદેહ થઈ ગયા, એટલે શિક્ષકે મને પકડયો અને એ મિત્રઋણ મેં તરત રાજી ખુશીથી ચુકવી આપેલું. એ "તજાયેલ તિલકા" ની ન્હાની ચોપાનિયા જેવીજ ચોપડી હવે આટ આટલે વર્ષે તો અપ્રાપ્યજ થઈ ગયેલી હોવી જોઈએ. મ્હારી પાસે હજી એની નકલ છે. અને આ નવો તરજુમો મેં તેની સાથે સરખાવી

# સૂનું ગામડું

જોયો છે. હરિગીત છંદના કરતાં સવૈયાનો લય વસ્તુને ઘણો વધારે ફાવ્યો છે. છંદ ઉપર કાબુમાં પણ એ શિક્ષક ભાઇશ્રી સુરૈયાને ન પહોંચે, અને વિદેશી હકીકતો અને દશ્યોને ગુજરાતી બનાવી લેવામાં તો કશી સરખામણી જ ન થઈ શકે એટલા આ "સૂનું ગામડું" ના સર્જક ચડિયાતા છે. જેમ આપણને "જતિ" મલી ગયું ને પછી એના આગલા તરજુમા જે જે થયેલા તે બધાંજ ભૂલી જઇયે તેથી કશીજ હાનિ થાય એમ નથી ગો. મા. ત્રિ. નો ત્રુટિત અનુવાદ પણ ભલે એમના "સરસ્વતી ચંદ્ર"માં છે ત્યાંજ રહેતો; તેમ આ "સૂનું ગામડું" ના પ્રકાશન પછી "તજાયેલ તિલકા, અને તેની પૂર્વે પણ જો કોઇ તરજુમા થયેલા હોય તો તે સર્વે ભલે છેક જ ભુલાઈ જતા; ભાઇ શ્રી ચંદ્રવદન ચિ. મ્હેતાકૃત "રતન" પણ અહીં સાંભરે છે. બેશક "રતન" સ્વતંત્ર કલ્પના છે, આ તરજુમો છે; "રતન" મુકત પૃથ્વીમાં છે, આ છે તાલબદ્ધ અને પ્રાસવાળા લયની બન્ને

# સૂનું ગામડું

પંક્તિની કડીઓમાં "રતન" ચાલતી સદીના ક્રાંતિસમયનું અને ધોળી ટોપી શાઈ ઊર્મિલતાથી ભરેલું કાવ્ય છે; પણ આયે ગ્રામ્યસંસ્કૃતિ માટેના ઊર્મિલ પક્ષપાતે રંગેલું છે. અને ગ્રામ્યસંસ્કૃતિ માટે આંધળો ભીંત કહેવાય એટલો બધો પક્ષપાત બંને કૃતિઓનો પ્રાણ છે. શહેરી જીવનોમાંજ વધારે વધારે ઊછરતાં બાળકો કુદરત અને ગામડાં અને સાદાં સરલ અસંકુલ અંગશ્રમનાં અને સ્વાશ્રયી નિરુપાધિક જીવનો તરફ ઊગતી વયમાં સારી પેઠે આકર્ષાય, તે એમની ઉત્ક્રાન્તિમાં સમતુલા જાળવવાને માટે પુરેપુરું આવશ્યક છે, અને કિશોર કિશોરીનાં હૃદયોમાં ઊગતાં ઊગતાં જ આવી અભિરૂચિઓ વાવવા માટે આપણે જે સાહિત્ય સુલભ હોય તે છુટે હાથે વાપરવુંજ જોઈએ. તે એકતર્ફી, પ્રચારક, ઊર્મિલ, અતિશયોક્તિઓવાળું ભલે હોય વિલાસની રુચિઓનાં બીજ વેરતાં સાહિત્ય કરતાં, સત્તામદ અને સત્તામોહને પોષક સાહિત્ય કરતાં, વર્ગદ્વેષને કે અંધશ્રદ્ધાને કે જમાનાના

# સૂનું ગામડું

મોહોને ફેલાવતાં સાહિત્ય કરતાં, રાજ્યકર્તાઓના દોષો જુલ્મો આદિને જ જોયા કરવાની એકાક્ષતાને વધારી મૂકતાં સાહિત્ય કરતાં, માત્ર જુવાનીને ને મદનને ચીતરતાં સાહિત્ય કરતાં તો આ સાહિત્યને કેળવણીકારે વધારે નિર્દોષ ગણવું, એવી મારી તો ભલામણ છે. અને જે કિશોર કિશોરીનાં હૃદયોને "રતન" જેવું સાહિત્ય એકલું સ્પર્શશે અથવા તો "સૂનું ગામડું" જેવું સાહિત્ય એકલું સ્પર્શશે, તેથી તેના મનોવિકાસમાં જે લાભ થશે, તેના કરતાં જેના જેના હૃદયને આ બેયના તુલનાત્મક આસ્વાદનો જોગ મળશે, તેને વધારે ચોખો લાભ થશે, એમ માનું છું. એકતર્ફીપણું બીજી કૃતિથી કંઈક તો પૂરાવા પામશે ખરું.

મુંબાઇ, ૨૧-૧-૪૦ **બલવંતરાય કલ્યાણરાય ઠાકોર.**

# સૂનું ગામડું

## સન્માન

વીસ બાવીસ વર્ષના ગાળા પછી મારાં માતપિતાનાં જુના મિત્ર ડૉ. સુરૈયાનો અચાનક ગુજરાતી ભાષાના શિષ્ટ લેખક તરીકે મેળાપ થતાં બહુજ આનંદ થયો. ડૉ. સુરૈયાનું "સૂનું ગામડું" એ કાવ્ય ગુજરાતની જનતા સમક્ષ એક નવા પ્રકારનું સાહિત્ય ધરે છે, આપણા સાહિત્યમાં સંસ્કૃત અને અંગ્રેજી કાવ્યોના અનુવાદ ઘણા થયા છે, પણ મૂળ કાવ્યને સ્વદેશી સ્વાંગ—અને તે પણ બરાબર આપણા દેશને અનુકૂળ આવે તેવો—પહેરાવી અનુવાદ મનોરમ કરવાનું મુશ્કેલ કાર્ય તેમણે સફળતાથી પાર ઉતાર્યું છે. સવૈયાનું માપ સરળ કાવ્યને બહુ અનુકૂળ છે, અને તેની પસંદગી યોગ્ય જ થઈ છે. વાચતાં વાર જ કાવ્યનો અર્થ સમજાઈ જાય એ એની મુખ્ય ખૂબી છે, અને ડૉ. સુરૈયાની ભાષાએ એ ખૂબીઃજાળવી રાખી છે; આની પહેલાં ડૉ. સુરૈયાએ ગુર્જર પ્રજાને ગોલ્ડ સ્મિથના Hermit એ કાવ્યનો અનુવાદ "જતિ" આપેલ છે. એજ કાવ્યનો સ્વ. ગોવર્ધનરામ ત્રિપાઠીએ ગુજરાતીમાં અનુવાદ કરેલો, પણ પોતાની વાર્તાને અનુકૂળ કરવા તેનો પાછલો ભાગ તદ્દન બદલી નાખેલો ડૉ. સુરૈયાએ છેવટ સુધી



શ્રીમતી સરોજિનીબહેન મહેતા

એમ. એ.

# સૂનું ગામડું

મૂળ કાવ્યની કથા જ નહિ, પણ રસ અને માધુર્ય જાળવી રાખ્યાં છે. સરળતા જે ગોલ્ડસ્મિથનાં કાવ્યોનું પ્રધાન લક્ષણ છે, તે આ બંને અનુવાદમાં સંપૂર્ણ રીતે ઊતર્યું છે. કેટલાક અનુવાદો એવા હોય છે કે, સાથે મૂળ કાવ્ય અથવા અનુવાદની લાંબી "નોટ્સ" વાંચીએ ત્યારે જ સમજાય પણ ડૉ. સુરૈયાનું લખાણ મૂળના જેવું જ સરળ, સ્પષ્ટ અને ભાવવાહી છે. (Soft as the dew from heaven descends, his gentle accents fell.) "નિશાકુસુમ સરે શાંત શાંત, તેમ જોગી બોલ્યા શબ્દદાન્ત" એ ગોવર્ધનરામના અનુવાદની વિદ્વતા ભરી પંક્તિ સમજતાં વિદ્યાર્થી અવસ્થામાં મુશ્કેલી પડેલી, તે હજી પણ યાદ છે. તેને બદલે ડૉ. સુરૈયાનો એ જ પંક્તિનો "વેણ સર્યાં તેનાં અતિ હળવાં, નભથી ઝરતા ઓસ સમાન" એ અનુવાદ બાળક પણ સમજી શકે તેવો સરળ છતાં હૃદયંગમ છે. પુસ્તકની છપાઈ શુદ્ધ અને આકર્ષક છે, અને બાંધણી ગુજરાતી પુસ્તકોમાં ભાગ્યે જ દેખાય તેવી સુશોભિત છે. ભેટ કે ઇનામ આપવા માટે સુંદર ગુજરાતી પુસ્તકો મળતાં નથી, એવી ફરિયાદ કરનારને આ પુસ્તકનું આંતરબાહ્ય સ્વરૂપ જરૂર ગમી જશે.

મુંબઇ ૧૭–૯–૩૯. **સરોજિની મહેતા.**

# સૂનું ગામડું

## ધન્યવાદ

ડૉ. સુરૈયાનું "સૂનું ગામડું" હું વાંચી ગઇ છું, ભાષાન્તર બહુ સુન્દર રીતે થયું છે. ખાસ કરીને શબ્દોની પસંદગી ધ્યાન ખેંચે તેવી છે તેઓની શબ્દરચના અને ભાષાન્તરમાં પણ મૂળ શૈલીની સાદાઈ અને ભાવ લાવવાની રીત બહુ જ પ્રશંસાપાત્ર છે, મૂળ કાવ્યના rhythm સાથે સવૈયા છંદ પણ બંધબેસ્તો આવે છે, અને અતિ સુન્દર લાગે છે. નિશાળનું વર્ણન, ગામડાના રસ્તાનો દેખાવ તથા ગામલોકો વિષેની લીટીઓ વાંચતાં જાણે આપણા દેશના જ એકાદ ગામડાનો ચિતાર આપણી નજર સમક્ષ ખડો થાય છે; તે વખતે આ ભાષાન્તર છે એવો ખ્યાલ મનમાં રહેતો નથી, એમાં જ લેખકની કળા સમાયેલી છે. ડૉ. સુરૈયાને આ સુંદર કૃતિ પ્રસિદ્ધ કરવા બદલ ધન્યવાદ આપું છું.

**પ્રેમલીલા મહેતા.**

("ગુણસુંદરી" માસિકનાં તંત્રી)



શ્રીમતી પ્રેમલીલાબહેન મહેતા

બી. એસ સી.

# સૂનું ગામડું

## ઓલિવર ગોલ્ડસ્મિથનાં જીવનનો ટુંક પરિચય.

---

અંગ્રેજી ભાષાના સૌથી ઉત્તમ કવિઓની પંક્તિમાં, કદાચ આપણે ગોલ્ડસ્મિથને ના મૂકી શકીએ, છતાં પણ એટલું તો કહેવું જ પડશે કે, એના જીવન અને કવનથી, એ ઘણા વાંચકોનો માનીતો કવિ થયો છે. ઘણાં ગરીબ માતપિતાને ત્યાં, ૧૭૨૮ ની સાલમાં, આયરલેન્ડનાં પાલાસ ગામમાં, પાંચમા બાળક તરીકે, ગોલ્ડસ્મિથનો જન્મ થયો હતો; શાળામાં એ બિલકુલ ઝળકી શકયો ન હતો, તેર કે ચૌદ વર્ષનાં શાળાના જીવનમાં, અભ્યાસ કરતાં રમતગમતમાં એનું ધ્યાન વધારે હતું; આને પરિણામે એક સારા વિદ્યાર્થી કરતાં એક સારા કસરતબાજ અને પહેલવાન તરીકે, એ વધારે ખ્યાતિ મેળવી શકયો હતો. ગોલ્ડસ્મિથને નાનપણમાં બળિયા નીકળ્યા હતા, ને તેથી તેનો દેખાવ કદરૂપો થઈ ગયો હતો; અને એમ માનવામાં આવે છે કે, ગોલ્ડસ્મિથનો અતડો સ્વભાવ અને

# સૂનું ગામડું

એને જે સહેજમાં લાગણી થઈ આવતી હતી, તેનું કારણ એનો દેખાવ હતો. ગોલ્ડસ્મિથમાં હાસ્યરસ નાનપણથી જ હતો, જો કે શાળામાં, એ દેખાડવાની એને તક નહોતી મળી, પણ ઘરમાં, એ રસ જણાઈ આવતો હતો; આગળ જતાં એનાં નાટકોમાં, આ હાસ્યરસ પ્રત્યક્ષ થાય છે. કોલેજમાં પણ ગોલ્ડસ્મિથ હોંશિયાર વિદ્યાર્થીઓની પંક્તિમાં નહોતો. અભ્યાસ કરતાં એને મોજ મજાહનો વધારે શોખ હતો. એ અભ્યાસ કરતો હતો તે દરમ્યાન એના પિતા સ્વર્ગવાસી થયા, એટલે નાણાની ભીડ એને ઘણી નડી. ઘણીવાર જરૂર જેટલા પણ પૈસા એની પાસે નહોતા, તેથી પોતાની ચોપડીઓ ગીરે મૂકી, અથવા પોતાની કવિતા વેચી, એ પૈસા મેળવતો. બી. એ. ની ડીગ્રી મેળવ્યા પછી, એણે એના પિતાની પેઠે, પાદરી થવાનો પ્રયત્ન કર્યો, પણ એમાં ફાવ્યો નહિ. છેવટે, એડીનબરો જઈ ડોક્ટર થવાનો નિશ્ચય કરી, આયરલેન્ડ છોડી, ત્યાંથી હંમેશને માટે ચાલી ગયો. એડીનબરોથી હોલેન્ડ

# સૂનું ગામડું

અને યુરોપના બીજા દેશોમાં મુસાફરી કરી, છેવટે, ઈંગ્લેન્ડ પાછો ગયો. એ પોતે જ આ વખત માટે કહે છે કે, "હું ઈંગ્લેન્ડ ગયો ત્યારે મારી પાસે પૈસો, ઓળખાણુ કે મિત્રો નહોતાં". શાળાના શિક્ષક તરીકે, માસિકના તંત્રી તરીકે, ડોકટર તરીકે, છાપખાનામાં, દવાવાળાની દુકાનમાં અને નાટક કંપનીમાં, એમ જાત જાતની નોકરી ગોલ્ડસ્મિથે કરી જોઈ, પણ એમાંથી એને એક પણ અનુકૂળ પડી નહિ. છેવટે, તેણે પોતાની કલમ ઉપર આધાર રાખી, પોતાના જીવનનો નિર્વાહ કરવાનો નિશ્ચય કર્યો. શાળામાં અભ્યાસ વખતે, તેમ જ બીજી ઘણીવાર એના કાકાએ એને પૈસાની ઘણી મદદ કરી હતી. લેખક તરીકે, એ ધીમે ધીમે આગળ આવ્યો, અને એની ખ્યાતિ એટલી બધી વધી ગઇ હતી કે, પ્રકાશકો એના લેખો અને પુસ્તકો બહાર પાડવાની માંગણી કરતા એની પાસે જતા થયા; પરિણામે ગોલ્ડસ્મિથની પૈસાની સ્થિતિ સુધરી ગઈ એનાં લખેલાં પુસ્તકોમાં દર્શાવેલા વિચારો અને પુસ્તકનું વસ્તુ પોતાના

# સૂનું ગામડું

જીવનના અનુભવ પરથી લીધું હોય એમ જણાય છે. જીવનમાં જ્યારે, જ્યારે કોઈ અસાધારણ બનાવ બનતો, ત્યારે એ વિષય પરથી એ પોતાના ભવિષ્યના લખાણની સામગ્રી તૈયાર કરતો. ફક્ત કવિતા જ લખતો એટલું જ નહિ, પણ નાટકો અને નવલિકાઓ પણ લખતો. એનું "Deserted Village" ૧૭૭૦ માં બહાર પડ્યું. પ્રજામાં એ એટલું માનીતું થઈ ગયું કે, ફક્ત એક જ સાલમાં પાંચ આવૃત્તિ થઈ હતી. છેંતાલીસ વર્ષની ઉમરે પોતાનાં ઘણાં લખાણ અધૂરાં મૂકી, ગોલ્ડસ્મિથ સ્વર્ગવાસી થયો. આ કવિના "ડેઝર્ટેડ વિલેજ" નામના અનુપમ કાવ્યનું, આ પુસ્તકમાં ડૉ. સુરૈયાએ ભાષાન્તર કર્યું છે. ભાષાન્તર ઘણું સરળ અને મનને આનંદ આપે તેવું છે. તે માટે હું એમને ધન્યવાદ આપું છું.

મુંબઈ ૧૭–૧૨–૩૯. તરંગિણી રસિકલાલ.

# સૂનું ગામડું

## પ્રસ્તાવના.

અંગ્રેજી સાહિત્યની એક સુપ્રસિદ્ધ કૃતિને, ગુજરાતી ભાષામાં, આવી સુંદર રીતે ઉતારવા માટે, પ્રથમ તો ડૉ. સુરૈયાનો આભાર માનવો ઘટે. પર સાહિત્યની અમોલ સંપત્તિને, ભાષાન્તર દ્વારા સ્વસાહિત્યમાં લાવનારની સેવા, મૂળ કૃતિઓ લખનાર સાહિત્યકારની સેવા કરતાં જરાએ ઓછી નથી; કારણ કે, મૌલિક લેખ કરતાં ભાષાન્તર કરવું, એ સહેલી વાત નથી; જો કે, સાધારણ માન્યતા તો છે કે, ભાષાન્તર કરવાં સહેલાં છે; મૂળ કૃતિમાં તો કર્તા પોતાની જ ભાવના, પોતાની જ ઊર્મિ અને પોતાના જ વિચારો દર્શાવે છે, જ્યારે ભાષાન્તરમાં તો અન્યના વિચારો, અન્યની ઊર્મિઓ અને અન્યની ભાવના, મૂળ રસ કાયમ રાખીને સ્વભાષામાં ઉતારવાના હોય છે. સારાં ભાષાન્તરમાં મારી મચડીને અર્થ બેસાડવાનો હોતો નથી, અથવા તો અક્ષરે અક્ષરનુ ભાષાન્તર કરી અર્થનો અનર્થ કરવાનો હોતો નથી; પરંતુ એમાં

# સૂનું ગામડું

તો મૂળ કૃતિનું સૌંદર્ય તેમ જ રસ જાળવવાના છે; આવાં ભાષાન્તરો તો આવકારદાયક જ ગણી શકાય. કેટલીકવાર તો આવી ભાષાન્તર કૃતિઓ મૂળના કરતાં પણ, વિશેષ લોકપ્રિય બને છે; એનો દાખલો અંગ્રેજ કવિ ફિટઝ જિરલ્ડનું ઉમર ખય્યામના રુબાય્યતનું ભાષાન્તર છે; આપણે ત્યાં સંસ્કૃત સાહિત્યમાંથી તો અનેક ભાષાન્તરો થયાં છે; એમનાં સ્થાન ગુજરાતી સાહિત્યમાં જરાએ નીચાં નથી. અંગ્રેજી અથવા બીજી યુરોપીય ભાષાના સાહિત્યમાંથી આપણે જોઈએ તેટલાં ભાષાન્તરો હજુ કર્યાં નથી; જો કે, એમાંથી વગર પૂછે અને ઋણ સ્વીકાર્યા વિના, આપણા મોટાથી માંડીને નાના સાક્ષરોએ પુષ્કળ લીધું છે; પ્રસંગોના પ્રસંગો અને સંવાદોના સંવાદો આપણાં સાહિત્યમાં ઉતાર્યા છે. આવી સાહિત્યચોરી કરતાં તો પ્રમાણિકપણે ભાષાન્તર કરવાં એ ઇષ્ટ છે. ડૉ. સુરૈયાએ અંગ્રેજ કવિ ગોલ્ડસ્મિથના સુપ્રસિદ્ધ કાવ્ય "Deserted Village"નું આમાં ભાષાન્તર કર્યું છે;

# સૂનું ગામડું

આ ભાષાન્તરમાં પણ મૂળનો રસ સચવાયો છે એમ વાંચનારને લાગ્યા વિના રહેશે નહિ, મૂળ કાવ્યની સરળતા અને સુંદર વર્ણનો પણ બહુ જ સરળતાથી, લેખકે ગુજરાતી ભાષામાં ઉતાર્યાં છે: કાવ્યનું વસ્તુ જ એવું છે કે, આપણા દેશની આજની સ્થિતિને લાગુ પડે છે; આમાં એક ગામડાનો પુરુષ ઘણે વર્ષે પોતાને ગામ પાછો ફરે છે; એને હોંસ હતી કે, જીવનનો પાછલો પહોર એ પોતાને ગામ શાન્તિથી વિતાડે; પરંતુ ગામડાના નિર્દોષ જીવન અને આનંદોથી તરવરતાં પોતાના ગામને એ ઉજ્જડ અને નિર્જીવ સ્મશાનવત્ જુએ છે; ગામની લક્ષ્મી શહેરોમાં ખેંચાઇ ગામડાંને ઉજ્જડ બનાવ્યાં છે એમ કહેવાનો કવિનો હેતુ છે. આ "સૂના ગામડાની કથની, આપણે ત્યાં તો, લાખો ગામડાંને લાગુ પડે છે. ગામના ગામોટી, ગામઠી મહેતાજી વગેરે વર્ણનો, મૂળ કાવ્યની માફક આ ભાષાન્તરમાં પણ બહુ જ રસમય લાગે છે. ડૉ. સુરૈયાનું આ બીજું પુસ્તક છે; એઓ આ રીતે એક પછી એક પુસ્તકો

લખી, ગુજરાતી સાહિત્યની આવી ઉત્તમ સેવા બજાવે, તે બદલ ગુજરાતે ખરે જ અભિનંદન લેવું ઘટે. ડૉ. સુરૈયા, એ અમદાવાદના વતની છે, અને એક વખત, અમદાવાદના નાગરિક જીવનમાં એમણે પુષ્કળ ભાગ લીધો હતો. ત્યાંની મ્યુનીસીપાલટીના એ સભ્ય હતા, અને નગરના ઉપયોગી કામમાં એમનો ફાળો હતો. આજે, એ જીવનથી નિવૃત્ત થઈ, એ મુંબઇનિવાસી થયા છે. તોપણ એમનો ગુજરાત પ્રત્યેનો પ્રેમ, આ રીતે સાહિત્યની સેવા કરીને દર્શાવે, એ પણ આનંદની વાત છે. કેટલા નિવૃત્ત ગુજરાતીઓ આ રીતે પોતાનો નિવૃત્તિનો સમય સાહિત્ય સેવામાં આપતા હશે? ડૉ. સુરૈયા, આવા અનેક પુસ્તકો ગુજરાતને ચરણે ધરે, અને ગુજરાતી, એને સહૃદય સત્કારે, એમ ઇચ્છું છું.

મુંબઈ ૩૧–૧૦–૩૯ **હંસા મહેતા.**



શ્રીમતી હંસાબહેન મહેતા

બી. એ., એમ. એલ. સી.

સુરૈયાકૃત.

# સૂનું ગામડું

ગોલ્ડસ્મિથના "ડેઝર્ટેડ વિલેજ" ના

સમશ્લોકી અનુવાદ

# THE DESERTED VILLAGE.

## 1—10

Sweet Auburn! loveliest village of the plain,
Where health and plenty cheered the labouring swain,
Where smiling spring its earliest visit paid,
And parting summer's lingering blooms delayed;
Dear lovely bowers of innocence and ease,
Seats of my youth, when every sport could please,
How often have I loitered o'er thy green,
Where humble happiness endeared each scene;
How often have I paused on every charm,
The sheltered cot, the cultivated farm,

# સૂનું ગામડું.

## સવૈયા એકત્રીસા.

### ૧—૧૦

મીઠું સુખપુર! આ મંડળમાં, અનુપ અનેરું સુંદર ગામ,
ગામડિયા શ્રમજીવીને અતિ, કુશળ, વિભૂતિ પલવતાં આમ.
ને જ્યાં નવલ વસંત વહેલી રમ્ય વિકસતી, કરતી ધામ,
વર્ષાની વિખરાતી લીલા, હળવે હળવે તજતી ઠામ.
ચેન અને નિર્દોષપણાના મોઘેરા મુજ લલિત નિવાસ,
થાનક મારા તે યૌવનનાં જેમાં ગમતા સર્વ વિલાસ.
તુજ હરિયાળી પર હું કેવો! મગ્ન વિહરતો વારંવાર!
સરલ સુખે, હર દૃશ્ય કળાતું, અધિક વહાલું, રસિક અપાર.
ફરતાં વારંવાર વિરમતો, નીરખવા દર કામણ ખાસ,
હળથી ખેડાયેલું ખેતર, તરુવરછાયો નમણો વાસ,

# THE DESERTED VILLAGE.

## 11—20

The never-failing brook, the busy mill,
The decent church that topt the neighbouring hill,
The hawthorn bush, with seats beneath the shade,
For talking age and whispering lovers made!
How often have I blessed the coming day,
When toil remitting lent its turn to play,
And all the village train, from labour free,
Led up their sports beneath the spreading tree;
While many a pastime circled in the shade,
The young contending as the old surveyed;

# સૂનું ગામડું

૧૧—૨૦

ખળખળ, અચળ વહેતું ઝરણું, રેંટ ઘડીભર પણ નવ થીર,
ઓરું, ગિરિશિખરે ઝગમગતું, રૂડું અતિસુંદર મંદિર,
વડલાની ઘટ છાયા હેઠળ, ચોરો ધજ બાંધેલ સુભાત,
કરતાં, જ્યાં પંચાત વડેરાં, ને પ્રણયી જન છાની વાત.
શા! આનંદે હું કરતો તે મંગળ પર્વ તણાં સન્માન,
જે તિથિએ, શ્રમ બંધ રહેતો, રમતગમત લેતી એ સ્થાન.
શ્રમમાંથી છુટકારો પામી, ગામ તણી જનતા તે વાર,
ઝાંપે, વિસ્તૃત વૃક્ષઘટામાં ઊજવતી આનંદવિહાર.
તરુવરની છાયામાં ફરતી, ગમતો ચગમગતી ખેલાય,
તરુણ કિશોર કરે સરસાઈ, વૃદ્ધ નિહાળી દેતાં ન્યાય.

THE DESERTED VILLAGE.

21—30

And many a gambol frolicked o'er the ground,
And sleights of art and feats of strength went round:
And still, as each repeated pleasure tired,
Succeeding sports the mirthful band inspired;
The dancing pair, that simply sought renown,
By holding out to tire each other down;
The swain mistrustless of his smutted face,
While secret laughter tittered round the place;
The bashful virgin's side-long looks of love,
The matron's glance that would those looks reprove.

# સૂનું ગામડું

૨૧—૩૦

દોડ, છલંગ, ઉછાળા, ચાળા, વિવિધ અહો! ત્યાં અંગસંજાઈ
લટકછટક, છલબલ, ચતુરાઈ, જાદુ, કપટ વળી ભાંડભવાઈ.
જામેલી, જ્યાં ગમત પ્રસંગે, રંગે લાગે ભંગ લગાર,
ત્યાં જ ઉમંગી સંઘ ઉપાડે, વગર વિલંબે અન્ય વિહાર.
રાસવિલાસે યુગલ રસીલાં રસ લેતાં બસ રળવા નામ,
અરસપરસને હાયર કરવા, લીન બની રમતાં અવિરામ.
મેશ મુખે એસરતી, પણ તે ગામડિયા નટને નહિ ભાન,
હળવા હસવાના સ્વર સરતા, સંમેલનમાં સહુ મેદાન.
નયન તણાં, શરમાળ કુમારી ફેંકે તિરછાં પ્રેમલ બાણ,
માડી, નિજ કચવાટ તણી ત્યાં, ડોળા તાણી કરતી જાણ.

# THE DESERTED VILLAGE.

31—40

These were thy charms, sweet village! sports like these,
With sweet succession, taught even toil to please;
These round thy bowers their cheerful influence shed,
These were thy charms—but all these charms are fled.
Sweet smiling village, loveliest of the lawn,
Thy sports are fled, and all thy charms withdrawn;
Amidst thy bowers the tyrant's hand is seen,
And desolation saddens all thy green:
One only master grasps the whole domain,
And half a tillage stints thy smiling plain;

# સૂનું ગામડું

૩૧—૪૦

એ સહુ હતી તુજ મોહિની; ને તુજ આવી ગમતો, મધુરા ગામ !
ગામડિયા શ્રમજીવીને પણ, હાસ્ય, વિનોદ કળવતી આમ.
નિર્ઝરતી ન્યારી બલિહારી તારા વાસો પર અવિરામ,
એ સહુ હતી તુજ મોહિની, પણ તે ચાલી ગઈ ત્યાગી આ ધામ.
સીમાડાના અનુપ મુગટશા, મીઠા, પ્રિય, રઢિયાળા ગામ!
તુજ ગમતો થઈ વેરણખેરણ, નષ્ટ થયાં તવ દૃશ્ય તમામ.
તુજ છપ્પર પર લુટારાના પંજાની લાગેલી છાપ,
હરિયાળી નિસ્તેજ બની ને નિર્જનતા દાખે સંતાપ.
આખા ક્ષેત્ર ઉપર અત્યારે, એક ધણી વર્તાવે આણ,
તુજ ફળતા પાદરના અરધા મોલ તણો, તે કાઢે ધાણ.

# THE DESERTED VILLAGE.

41—50

No more thy glassy brook reflects the day,
But, choked with sedges, works its weedy way.
Along thy glades, a solitary guest,
The hollow-sounding bittern guards its nest;
Amidst thy desert walks the lapwing flies,
And tires their echoes with unvaried cries.
Sunk are thy bowers in shapeless ruin all,
And the long grass o'ertops the mouldering wall;
And, trembling, shrinking from the spoiler's hand,
Far, far away, thy children leave the land.

# સૂનું ગામડું

## ૪૧—૫૦

તુજ ઝરણું નિજ પર દિનકરનો, આજ નહીં ઝીલે ઝળકાટ,
દાભ બધે ઊગેલો, જેના કચરે જલ નિજ કાઢે વાટ.
તુજ કુંજો વેરાન બનેલી, સર્વ શમ્યાં જ્યાં પંખીગાન,
ખોરડીકાંટે ઘોર ઘૂઁઘવતો ઘુવડ, અટૂલા અતિથિ સમાન.
સૂની વાટ ઉપર તુજ ઊડે ટીટોડી કરતી ખખડાટ,
લાગટ ચીસોના પડઘાથી ઉપજાવે બમણો કચવાટ.
કદરૂપાં ખંડેર થયા આ સહુ જર્જરિત બની તુજ વાસ,
ખરતી દીવાલો ઓળંગી, ઊગેલાં ઊંચેરાં ઘાસ.
તારાં બાળક થરથર કંપે, ગોઝારો કનડે દિનરાત,
વતન તણી નિજ ખેડ તજી સહુ આઘાં આઘાં જાય સજાત.

51—60

Ill fares the land, to hastening ills a prey,
Where wealth accumulates, and men decay:
Princes and lords may flourish, or may fade-
A breath can make them, as a breath has made:
But a bold peasantry, their country's pride,
When once destroyed, can never be supplied.
A time there was, ere England's griefs began,
When every rood of ground maintained its man;
For him light labour spread her wholesome store,
Just gave what life required, but gave no more.

# સૂનું ગામડું

૫૧—૬૦

દેશ બને કંગાલ અને ત્યાં કેર, ઉપાધિ તણા સંજોગ,
ધનસંચયનો મહિમા વાધે જ્યાં, પણ માનવતાને ભોગ.
રાજન, રાજકુળો, ઉમરાવો છોને ફાલે કે કરમાય,
ચપટીમાં એ સર્વ બનેલા, ચપટીએ વળી બનતા જાય.
પણ, શૂરા સાજા ખેડૂતો, દેશ તણાં ગૌરવ, અભિમાન,
નષ્ટ થયા જો એક સમે તો, કોણ ભરે એ સૂનું સ્થાન?
હિંદ તણી ચિંતાના પૂર્વે, એક હતો એવો તો કાળ,
અર્ધ વીઘાનો ભોંનો ટુકડો લેતો નિજ જનની સંભાળ.
હળવો શ્રમ પણ તેને માટે લણતો પોષણ ઉત્તમ, સાર,
ના! ઓછું કે ના! વત્તું, પણ જીવનજોગું ભારોભાર.

# THE DESERTED VILLAGE.

## 61—70

His best companions, innocence and health,
And his best riches, ignorance of wealth.
But times are altered; trade's unfeeling train
Usurp the land, and dispossess the swain;
Along the lawn, where scattered hamlets rose,
Unwieldy wealth and cumbrous pomp repose;
And every want to opulence allied,
And every pang that folly pays to pride.
Those gentle hours that plenty bade to bloom,
Those calm desires that asked but little room,

# સૂનું ગામડું

૬૧—૭૦

કુશળ અને નિર્દોષપણું, એ મિત્ર હતા તેના અભિરામ,
થાપણ મોટી આ કે, તેની જાણ નહોતું ધનનું નામ.
પણ, તે સમય હવે બદલાયો, નિર્દય વેપારી લંગાર,
ગામડિયાનાં ખેત પચાવી, હરણ કરે તેનો અધિકાર.
તુજ ભાગોળ સમક્ષ હતાં જ્યાં, અલગ, અલગ નાનેરાં ગામ,
આજે ત્યાં આંજે છે ભપકો, ને અઢળક લક્ષ્મી, તે ઠામ.
ને ત્યાં ભોગવિલાસ લગોલગ, તંગીના સંજોગ સમાન,
ને મૂરખ ઉરહાયો સાથે દે અભિમાન તણું બલિદાન.
તે રૂડાં ચોઘડિયાં, જે ત્યાં ક્ષેમે ફળતાં પારાવાર,
તે સહુ હળવી તૃષ્ણા, જે ત્યાં શમતી, અતિ સાદે આહાર.

# THE DESERTED VILLAGE.

71—80

Those healthful sports that graced the peaceful scene,
Lived in each look, and brightened all the green;
These, far departing, seek a kinder shore,
And rural mirth and manners are no more.
Sweet Auburn ! parent of the blissful hour,
Thy glades forlorn confess the tyrant's power.
Here, as I take my solitary rounds
Amidst thy tangling walks and ruined grounds
And many a year elapsed, return to view
Where once the cottage stood, the hawthorn grew,

# સૂનું ગામડું

૭૧—૮૦

ને તે શુભ ગમતો, જે રચતી શાંતિ તણો ત્યાં રમ્ય ચિતાર,
ભરતાં મુખડે, મુખડે લાલી, ધરતાં હરિયાળી કુંજાર.
વિખરાતી ચાલી એ લીલા, ક્યાંય ઠરે મનગમતે ધાટ,
મીઠી ગામમજા અહિયાંથી વિરહ કરે સહુ, બારેવાટ.
મીઠા સુખપર! સુખદાતા ને ધન્ય પળોનાં હે માબાપ!
સિદ્ધ કરે નિર્દય સત્તાને, તારી કુંજ વિજન સહુ, આપ.
તુજ ગૂંચાયેલી શેરીમાં, ને તુજ નિર્જન સીમ બહાર,
એકલડો હું ઘૂમું ને ત્યાં મારું છું ચોમેર લટાર.
આવ્યો હું અવલોકન કરવા, વરસોના ગાળે આ કોર,
એક સમે, જ્યાં મહુલી ઊભી, દેખું ત્યાં કાંટાળો થોર.

# THE DESERTED VILLAGE.

81—90

Remembrance wakes with all her busy train,
Swells at my breast, and turns the past to pain.
In all my wand'rings round this world of care,
In all my griefs—and God has given my share—
I still had hopes, my latest hours to crown,
Amidst these humble bowers to lay me down;
To husband out life's taper at the close,
And keep the flame from wasting by repose:
I still had hopes, for pride attends us still,
Amidst the swains to show my book-learned skill,

# સૂનું ગામડું

૮૧—૯૦

સંભારણું એથી જાગ્યું છે, કલ્પન સહિત ભમે આ વાર,
ગત સુખને દુખમાં ઉલટાવે, વૃદ્ધિ કરે છાતીનો ભાર.
દુખિયારી ધરતી પર ચહુદિશ, મારા દેશાટનને માગ,
મુજ સહુ ચિંતા, રે! વળી એમાં, પ્રભુએ દીધો મારો ભાગ.
ગાળું અંતિમ દિન મુજ અહિયાં, એમ હતા નિત મારા કોડ,
આ સહુ પણ કુટીની વચમાં તાણું હું છેવટની સોડ.
જીવનના ઠરતા દીપકને કરકસરે બાળું આ ઠામ,
તેનું જતન કરું ને એની જોત નિભાવું લઈ આરામ.
સતત હતા મુજ એ જ મનોરથ, જેમ સદા સહુને અભિમાન,
બેસી ગામડિયાની વચ્ચે, દેખાડું મુજ પુસ્તકજ્ઞાન.

# THE DESERTED VILLAGE.

## 91—100

Around my fire an evening group to draw,
And tell of all I felt, and all I saw;
And, as an hare, whom hounds and horns pursue
Pants to the place from whence at first he flew,
I still had hopes, my long vexations past,
Here to return—and die at home at last.
O blest retirement, friend to life's decline,
Retreats from care, that never must be mine,
How happy he who crowns, in shades like these,
A youth of labour with an age of ease;

# સૂનું ગામડું

## ૯૧—૧૦૦

મારી અંગીઠીને ફરતી, રજનિસભા તેડું નિત રાત,
ને સહુને સદ્‌ભાવ સુણાવું, દીઠેલી, વીતેલી વાત.
શ્વાન, શિકારી લે છે પીછો સસલાનો, વગડામાં જેમ,
જ્યાંથી નાઠો, ત્યાં તે પાછો, ટળવળતો આવે છે તેમ,
નિત હું આવાં સપનાં જોતો, વરસો દુખ વેઠ્યાં પરગામ,
ને અહિયાં પાછો આવી, હું અંત્ય મરું આ મારે ધામ.
સુખસંપન્ન, નિવૃત્તિસદન હે! નમતા જીવનના આધાર,
હે! વૈકુંઠ સમા આશ્રમ! હું નવ પામું તુજને ફરી વાર.
જે સંન્યાસ ગ્રહે આ કુટિરે, તે જન કેવો સુખિયો હોય!
શ્રમમય યૌવન સેવીને આ સુખમય વૃદ્ધાવસ્થા જોય.

101—110

Who quits a world where strong temptations try,
And, since 'tis hard to combat, learns to fly!
For him no wretches, born to work and weep,
Explore the mine, or tempt the dangerous deep;
No surly porter stands in guilty state,
To spurn imploring famine from the gate;
But on he moves to meet his latter end,
Angels around befriending virtue's friend;
Bends to the grave with unperceived decay,
While resignation gently slopes the way;

# સૂનું ગામડું

## ૧૦૧—૧૧૦

પ્રખર પ્રલોભનમાં પરખાઈ, ત્યાગ કરે છે તે, સંસાર,
એના સામું થવું અતિ વસમું, પામી, એ શીખે ઉદ્ધાર.
ત્યાં, દુર્ભાગી કોઈ કરે ના! એના કારણ વેદ, વિલાપ,
ખમતાં ખાણ તણાં સાહસ કે સાગર તળિયાના સંતાપ.
ના! ત્યાં ખોટા સાજ સજાવી, કોઈ રહે ઊભો પ્રતિહાર,
જે, ફાટક પરથી ધુત્કારે, કરગરતાં, પામર લાચાર.
સજ્જન, યમના મિલન પ્રયોજન, પ્રતિદિન આગળ વધતો જાય,
સદ્‌ગુણના એ સંગાથીને દેવદૂતો દે સકલ સહાય.
મૃત્યુ કને પ્રસ્થાન કરે પણ, નવ દીસે તનતૂટ, ઉચાટ,
જીવનમોક્ષ તણી અભિલાષા, સરલ બનાવે તેની વાટ.

# THE DESERTED VILLAGE.

## 111—120

And, all his prospects brightening to the last,
His heaven commences ere the world be past!
Sweet was the sound, when oft at evening's close
Up yonder hill the village murmur rose;
There, as I passed with careless steps and slow,
The mingling notes came softened from below;
The swain responsive as the milk-maid sung,
The sober herd that lowed to meet their young;
The noisy geese that gabbled o'er the pool,
The playful children just let loose from school;

# સૂનું ગામડું

## ૧૧૧—૧૨૦

પેખે એ નિજ ભાવિ વિલસતું, અંત્ય ઘડી, જ્યાં આવે પાસ,
ને ઇહલોક તજે તે પૂર્વે, માણે સ્વર્ગ તણો ઉલ્લાસ.
સંધ્યાટાણે, બહુ વેળા શું ! સરસ હતો મીઠો રણકાર,
પેલા ડુંગર પર, જ્યાં લગતા, ગામ તણા સર્વે ગુંજાર.
જ્યારે જ્યારે હળવેથી હું કરતો ત્યાં નિશ્ચિંત વિહાર,
મૃદુલ બની કલબલ તળપદથી, સર્વ સુણાતી એકાકાર.
લચકાતી મહિયારી ગાતી, ભળતાં ગામડિયાનાં તાન,
સોડે, શિશુ ધરવા, પશુ ગરવાં આરડતાં વળતાં નિજ થાન.
પનઘટ પર, ઓવારે તરતાં બતકોનો ઘોંઘાટ અઘોર,
શાળામાંથી છૂટ્યાં તેવાં, કિલકિલ કરતાં બાળ કિશોર.

# THE DESERTED VILLAGE.

121—130

The watch-dog's voice that bayed the whispering wind,
And the loud laugh that spoke the vacant mind;
These all in sweet confusion sought the shade,
And filled each pause the nightingale had made.
But now the sounds of population fail,
No cheerful murmurs fluctuate in the gale,
No busy steps the grass-grown footway tread,
For all the bloomy flush of life is fled.
All but yon widowed, solitary thing,
That feebly bends beside the plashy spring:

# સૂનું ગામડું

## ૧૨૧—૧૩૦

પવન તણો સુસવાટ સુણીને, ભસતા ત્યાં શ્વાનો રખવાળ,
ખડખડ, હસવાના ઉદ્‌ગારો, હૃદય નચિંત તણી, દે ભાળ.
ફરતું એ મધુ ગુંજન શોધે છાંય, અને જ્યાં ભરતું જાય,
ગીતો, ગીતો વચ્ચે અંતર, જે ગીતો બુલબુલ ત્યાં ગાય.
પણ હમણાં તો, રમણભમણ તે સર્વ થયા, વસતીના સાદ,
પવન મહીં નહિ વહન કરે, એ મનરંજન રણકાતા નાદ.
શ્રમિત પગે ચગદાય હવે ના! કેડી પર ઊગેલાં ઘાસ,
સાવ અલોપ થયો અહિયાંથી, જીવનનો સહુ લાલ વિકાસ.
હાય! સિવાય હવે કે, પેલી વિધવા જીવે જીર્ણ શરીર,
હળવે, વાંકી વળતી દીસે, ખરબચડા ઝરણાને તીર.

# THE DESERTED VILLAGE.

131—140

She, wretched matron, forced in age, for bread,
To strip the brook with mantling cresses spread,
To pick her wintry faggot from the thorn,
To seek her nightly shed, and weep till morn;
She only left of all the harmless train,
The sad historian of the pensive plain.
Near yonder copse, where once the garden smiled,
And still where many a garden flower grows wild;
There, where a few torn shrubs the place disclose,
The village preacher's modest mansion rose.

# સૂનું ગામડું

## ૧૩૧—૧૪૦

વૃદ્ધ અભાગણ, ઘડપણમાં પણ, રોટી માટે ભટકે રાન,
પસરેલાં વૃક્ષોથી ખરતાં, પાણી પરથી વીણે પાન.
ને ત્યાં થોરો માંહ્ય ઉપાડે, ઠંડીનું બળતણ, એકાંત,
ને ગોતે, ત્યાં રાતવિસામો, ભોર લગી કરતી કલ્પાંત.
તે નિર્દોષ ભર્યાંરાંમાંથી, માત્ર રહી, કરતી વનવાસ,
દુખિયારી વર્ણવનારી, આ દુખિયા દેશ તણો ઇતિહાસ.
એક સમે વાડી ખીલેલી, પેલી નાની ઝાડી પાસ,
જ્યાં બાગાયત ફૂલોનો હજુ, અણઘડ રીતે થાય વિકાસ.
તે થોડા, ભાંગેલા છોડો વ્યસ્ત પડેલા જ્યાં સરિયામ,
ગામપુરોહિતનું, ઉપવનમાં, નમણું ભવન હતું એ ઠામ.

# THE DESERTED VILLAGE.

141—150

A man he was to all the country dear,
And passing rich with forty pounds a year;
Remote from towns he ran his godly race,
Nor e'er had changed, nor wished to change his place;
Unpractised he to fawn, or seek for power,
By doctrines fashioned to the varying hour;
Far other aims his heart had learned to prize,
More skilled to raise the wretched than to rise.
His house was known to all the vagrant train;
He chid their wanderings, but relieved their pain.

# સૂનું ગામડું

## ૧૪૧—૧૫૦

તે ગામોટ હતો માનીતો, આખે પરિસર, ચારે કોર,
ધનિક મનાતો, વરસે રૂપિયા ત્રણુસેં સાઠ કમાતો, ગોર.
નગરોથી આઘેરો, તેણે ગાળ્યો નિજ દૈવિક અવતાર,
નિજ પદવીમાં ક્રાંતિ કશી, ના! ઇચ્છી એણે, કોઈ પ્રકાર.
સત્તાનો નહિ મમતીલો એ, હાજીહાથી પણુ અજ્ઞાન,
વારંવાર બદલતો નહિ તે, એના સિદ્ધાંતોના વાન.
સહુ આદર્શ અમોલખ ગણુતો, એની નેમ સદંતર ઓર,
તરવા કરતાં તારણુ કરવા, રસ લેતો ગામડિયો ગોર.
અવરજવર કરતા તેને ત્યાં, વંઠેલા ને ભમતા લોક,
જેનાં વ્યસન થકું વીફરતો, પણુ, ખેરવતો સહુનો શોક.

# THE DESERTED VILLAGE.

151—160

The long-remembered beggar was his guest,
Whose beard descending swept his aged breast;
The ruined spendthrift, now no longer proud,
Claimed kindred there, and had his claims allowed;
The broken soldier, kindly bade to stay,
Sat by his fire, and talked the night away;
Wept o'er his wounds, or, tales of sorrow done,
Shouldered his crutch and shewed how fields were won.
Pleased with his guests, the good man learned to glow,
And quite forgot their vices in their woe;

# સૂનું ગામડું

## ૧૫૧—૧૬૦

ચિરસ્મરણીય ભિખારી ફરતો, એક પરોણો તેના ઘેર,
જેની સાવરણીશી દાઢી, વૃદ્ધ ઉરે ઢળતી ચોમેર.
રંક બનેલ ઉડાઉ ધની તે, જેનો ગર્વ રહ્યો ન લગાર,
સગપણનો નાતો કાઢી, ત્યાં ભોગવતો અંગત અધિકાર.
એક અપંગ થયેલો યોદ્ધો સદ્‌ભાવે રોકાતો રાત,
અંગીઠી પાસે બેસી તે, પ્રાત લગી કરતો નિજ વાત.
રડતો એ નિજ ઘાવ બતાવી, કે કથતાં પ્રસ્તાવ વ્યથિત,
ઘોડી, ખાંધ ધરી દાખવતો, કેમ મળી સંગ્રામે જીત.
આવી સેવાની લગનીથી, તેને મુખ તરતો અનુભાવ,
અતિથિ તણાં દુખ સુણતાં, સહુના દોષો, તે વીસરતો સાવ.

# THE DESERTED VILLAGE.

161—170

Careless their merits or their faults to scan,
His pity gave ere charity began.
Thus to relieve the wretched was his pride,
And e'en his failings leaned to Virtue's side;
But in his duty prompt at every call,
He watched and wept, he prayed and felt, for all;
And, as a bird each fond endearment tries,
To tempt its new-fledged offspring to the skies,
He tried each art, reproved each dull delay,
Allured to brighter worlds, and led the way.

# સૂનું ગામડું

## ૧૬૧—૧૭૦

ચિંતા નહિ કરતો પારખવા, તે લોકોના ગુણ કે દોષ,
દાન તણી ઇચ્છા પૂર્વે તો, કરુણાથી મળતો સંતોષ.
એમ દુખીનું તારણ કરવા, ગામોટી ગણતો નિજ માન,
ને તેથી, એના દોષો પણ, લેતા સર્વે ગુણનું સ્થાન.
ધર્મક્રિયાસર તરત જતો જ્યાં, તેડાવે કોઈ યજમાન,
સહુને માટે રડતો, ભજતો, ને સમભાવે દેતો ધ્યાન.
પંખી, લલક ભર્યા લાલનથી, પરખી સહુ ઉપચાર સપ્રેમ,
નિજ નવપંખાળાં બચ્ચાંને ગગન ભણી લલચાવે તેમ,
કાર્યવિલંબે ડારો દેતો, સર્વ ચકાસી જોતો ઘાટ,
દિવ્ય ભુવનનો મોહ પમાડી, સૂચવતો તે, સાચી વાટ.

# THE DESERTED VILLAGE.

171—180

Beside the bed where parting life was laid,
And sorrow, guilt, and pain by turns dismayed,
The reverend champion stood. At his control
Despair and anguish fled the struggling soul;
Comfort came down the trembling wretch to raise,
And his last faltering accents whispered praise.
At church, with meek and unaffected grace,
His looks adorned the venerable place;
Truth from his lips prevailed with double sway,
And fools, who came to scoff, remained to pray.

# સૂનું ગામડું

૧૭૧—૧૮૦

જીવનની છેલ્લી પળ ગણતા જીવ તણી શય્યાની પાસ,
જેને પાપ, બળાપો ને દુખ, કરતાં જ્યાં ક્રમવાર ઉદાસ.
પુણ્ય શિરોમણિ, નિકટ ખડો ત્યાં, રટણા કરતો સૂત્ર અનેક,
વલખાં ખાતા પ્રાણ કનેથી, કષ્ટ, નિરાશા ટળતાં છેક.
ઝૂજતા દુખિયાને દુખવારણ, સ્રવતા સર્વે સૌમ્ય પ્રસાદ,
ને મરતાની તૂટક વાણી, ધીમે દેતી આશીર્વાદ.
મંદિર માંહ્ય જતો તરવાડી, વિનયી ભાવે, વિણ અભિમાન,
એની મુખમુદ્રાથી દીપી ઊઠતું સઘળું ધર્મસ્થાન.
તેના અધરે સરતું સત, ત્યાં કરતું, બમણે વેગ, પ્રચાર,
હાંસી કરવા આવેલા પણ, બનતા ભક્તિલીન, ગમાર!

# THE DESERTED VILLAGE.

181—190

The service past, around the pious man,
With steady zeal, each honest rustic ran;
E'en children followed, with endearing wile,
And plucked his gown, to share the good man's smile.
His ready smile a parent's warmth expressed;
Their welfare pleased him, and their cares distressed;
To them his heart, his love, his griefs were given,
But all his serious thoughts had rest in heaven.
As some tall cliff that lifts its awful form,
Swells from the vale, and midway leaves the storm,

# સૂનું ગામડું

## ૧૮૧—૧૯૦

પૂજા જ્યાં સંપૂર્ણ થતી કે, સાધુ પુરૂષ પાસે, ચોફેર,
સર્વ સદાચરણી ગામડિયા ધસતા ખંતે શ્રદ્ધાભેર.
બાળક પણ પૂઠે જઈ, એને મલકાવા કરતાં તોફાન,
પીતાંબર ઝાલી, હસતાં, ને એ પણ મલકાતો શ્રીમાન.
તેના સ્મિતમય મુખ નીતરતો, નિર્મળ માતપિતાનો પ્રેમ,
દુખિયારો, એ સહુનાં દુખમાં, ને સુખમાં સુખિયારો તેમ.
પ્રેમ, સહાનુભૂતિ, દયા, એ સંત કરે અર્પણ નિર્ધાર,
પણ, તેના આધ્યાત્મિક ભાવો, સ્વર્ગે શોધે અનુપમ દ્વાર.
ઊંચો ડુંગર જેમ વધે નિજ, ઘડતો ભવ્ય પ્રતાપી ઘાટ,
ખીણોને ઉપસાવે, મેલી વચલો પટ સહુ આંધી માટ.

# THE DESERTED VILLAGE.

191—200

Tho' round its breast the rolling clouds are spread,
Eternal sunshine settles on its head.
Beside yon straggling fence that skirts the way,
With blossomed furze unprofitably gay,
There, in his noisy mansion, skilled to rule,
The village master taught his little school.
A man severe he was, and stern to view;
I knew him well, and every truant knew;
Well had the boding tremblers learned to trace
The day's disasters in his morning face;

# સૂનું ગામડું

## ૨૦૧—૨૧૦

એની છાતી પરતો ઘેરાં વાદળ ગગડાતાં દેખાય,
પણ કેવાં ! તે શિખર રસેલાં, સોનેરી તડકે સોહાય.
તે ઘેરેલી કેડી પાસે, પેલી વેરાયેલી વાડ,
ખીલ્યાં, વાસ વિનાનાં સુંદર પુષ્પોમય કાંટાળાં ઝાડ.
ત્યાં, ઘોંઘાટ ભરેલ નિવાસે, સત્તાની, જેને હતી ભાળ,
તેવો ગામડિયો પંતૂજી, આપ ચલવતો બાળ નિશાળ.
પંડ મહેતો કડક હતો વળી, દેખાવે કરડો, ખીજાળ,
એને હું સારું ઓળખતો, ને ઓળખતાં રખડું બાળ.
ધ્રૂજતાં બાળક ભાવી ભાખે, ચીતરતાં દેખા અનુસાર,
એનું મોં જોતાં જ વહાણે, ઊગતા દિનનો કરુણ ચિતાર.

# THE DESERTED VILLAGE.

201—210

Full well they laughed with counterfeited glee,
At all his jokes, for many a joke had he;
Full well the busy whisper, circling round,
Conveyed the dismal tidings when he frowned.
Yet he was kind; or, if severe in aught,
The love he bore to learning was in fault;
The village all declared how much he knew;
'Twas certain he could write, and cipher too;
Lands he could measure, terms and tides presage,
And e'en the story ran that he could gauge.

## સૂનું ગામડું

૨૧૧—૨૨૦

ટુચકામાં, એ નિપુણ હતો, ને જવ સહુ સુણતાં તેનો ભાવ,
ડોળ ભર્યાં આનંદે કરતાં, ભારે હસવાનો દેખાવ.
છાનીછપની વાત પ્રસરતી, સારી પેઠે, ચારે પાર,
ઉગ્ર સમાચારો ફરીં વળતા, ભ્રમર ચડાવે તે, જે વાર.
તોય હતો માયાળુ, વળી એ સાથ હતો તે, કડક અજોડ,
વિદ્યા પ્રત્યે પ્રીત ધરે તે, એ જ ગણાતી, તેની ખોડ.
તેને તો સઘળું આવડતું, એમ હતી જનતાની હાંક,
પણ, લખતાં નિશ્ચય આવડતું, ને વળી આવડતાં સહુ આંક.
ધરતી માપી શકતો, એને ઋતુચક્ર તણી પણ જાણ,
એય કહેણી હતી કે, કળતો, ઘડિયામાં તાડીનું માણ.

# THE DESERTED VILLAGE.

211—220

In arguing, too, the parson owned his skill;
For e'en though vanquished, he could argue still;
While words of learned length and thund'ring sound
Amazed the gazing rustics ranged around;
And still they gazed, and still the wonder grew,
That one small head could carry all he knew.
But past is all his fame. The very spot,
Where many a time he triumphed, is forgot.
Near yonder thorn that lifts its head on high,
Where once the sign-post caught the passing eye,

# સૂનું ગામડું

૨૨૧—૨૩૦

ગામોટી પણ માને એની, વાદવિવાદે મતિ બળવાન,
હારે તોપણ, ચાલુ જ રાખી, દાખવતો તકરારી જ્ઞાન.
જ્યારે પંડિતિયા ને લાંબા શબ્દ તણો કરતો ગુંજાર,
બેઠા, ગોળ કરી, ગામડિયા દંગ થતા સહુ વારંવાર.
ટગટગ જોતા એના સામું, અચરજ વધતું જાય અપાર,
શી રીતે! આ મસ્તક નાનું સાંખે જ્ઞાન તણો ભંડાર.
પણ, તેની સહુ કીર્ત્તિ ભુલાઈ, એ જ હતું તે વિજયી સ્થાન,
જ્યાં એ જીત ઘણી મેળવતો, તોય રહ્યું નહિ નામનિશાન.
પેલા થોર કને, જે સીધો, ઊંચેરો ઊગેલો આમ,
એક સમે, એંધાણ તણો, ત્યાં પથિક વટાતાં, જોતો ખાસ.

# THE DESERTED VILLAGE.

## 221—230

Low lies that house where nut brown draughts inspired,
Where gray-beard mirth and smiling toil retired,
Where village statesmen talked with looks profound,
And news much older than their ale went round.
Imagination fondly stoops to trace
The parlour splendours of that festive place;
The white-washed wall, the nicely sanded floor,
The varnished clock that clicked behind the door;
The chest contrived a double debt to pay,
A bed by night, a chest of drawers by day;

# સૂનું ગામડું

૨૩૧—૨૪૦

પડતું, ખડતું તે ઘર જેમાં રાતાં, રુચિર પિવાતાં જામ,
પળિયલ માણીગર ને હસણા શ્રમજીવીનો જે વિશ્રામ.
ને ગામડિયો રાજધુરંધર કરતો કથન બની ગંભીર,
એની મદિરાથીય પુરાણી ખબરો ફેરવતો, જ્યાં ધીર.
સ્નેહ વડે તલસે કલ્પન તે ચીતરવા ઘટના પ્રેમાળ,
રંગીલા આ ધામ તણી અતિ ગુંજતી નામાંકિત પરસાળ.
ધોળેલી ભીંતો ને તેની ભોંય સુગમ, સરખી રેતાળ,
દરવાજાની વાંસે ટકટક કરતું, રંગેલું ઘડિયાળ.
તેણી ક્કાર, હતો પેટારો, જેથી સરતું બમણું કામ,
તે પર રાતે, થાય પથારી વસ્ત્ર દિને, ભરવાનું ઠામ.

# THE DESERTED VILLAGE.

231—240

The pictures placed for ornament and use,
The twelve good rules, the royal game of goose;
The hearth, except when winter chilled the day,
With aspen boughs, and flowers, and fennel gay;
While broken tea-cups, wisely kept for show,
Ranged o'er the chimney, glistened in a row.
Vain transitory splendours! could not all
Reprieve the tottering mansion from its fall?
Obscure it sinks, nor shall it more impart
An hour's importance to the poor man's heart;

# સૂનું ગામડું

## ૨૪૧—૨૫૦

છબિ સહુ ત્યાં ટાંગેલી, જેથી શોભા ને વળી લાભ મહાન,
ત્યાં, ચોપટની રાજરમત ને ઉત્તમ બાર નિયમ તે સ્થાન.
તે અંગીઠીને, જેની ત્યાં માત્ર શિયાળામાં વપરાશ,
આસોપાલવ વીંટાળીને ગાંઠી હેમલતાને પાશ.
તૂટેલા ચાના પ્યાલા પણ, ચોંટાડી કીધો શણગાર,
ચૂલા ઉપર સળંગ રચેલી ચકચકતી પચરંગી હાર.
મિથ્યા ! આ ક્ષણભંગુર વૈભવ કોણે કંઈ કીધી ન વહાર,
જેથી તે જરજરિયા ઘરનો, પડતીમાંથી થાય ઉગાર.
ભુલાયું, ભુલાયું એ તો, હાય ! હવે નહિ કરશે દાન,
કોઈ બિચારા આત્માને નહિ એક ઘડીનાં પણ સન્માન.

# THE DESERTED VILLAGE.

241—250

Thither no more the peasant shall repair
To sweet oblivion of his daily care;
No more the farmer's news, the barber's tale,
No more the woodman's ballad shall prevail;
No more the smith his dusky brow shall clear,
Relax his ponderous strength, and lean to hear;
The host himself no longer shall be found
Careful to see the mantling bliss go round;
Nor the coy maid, half-willing to be prest,
Shall kiss the cup to pass it to the rest.

# સૂનું ગામડું

૨૫૧—૨૬૦

ને ખેડૂત કદી નહિ વળશે દેવા, નિજ દિલને આરામ,
દિનભરની જંજાળોને તો ભૂલવતું એ મીઠું ધામ.
ખેડુ ન વર્ણે ગામગપાટા, ના! વાળંદ કથે આખ્યાન,
કઢિયારાના ભજન, દુહા વિણ, સંસ્થા સાવ બની વેરાન.
શ્રમિત લલાટ પડેલ કરચલી સંકેલે ન કદાપિ લુહાર,
ભારી કાયા લંબાવી નિજ, કોણ હવે ત્યાં સાંભળનાર?
ગોતે, પણ નહિ પાછો જડશે તેવો ખંતીલો યજમાન,
જે, ફીણાળો શોણ સુધારસ, સર્વ સમક્ષ ધરે, સહ ભાન.
ને લાજાળી લલના અરધી આગ્રહવશ બનવા તૈયાર,
રંગકટોરા અધર અડાડી, રસિક લહાણ કરે ક્રમવાર.

# THE DESERTED VILLAGE.

## 251—260

Yes! let the rich deride, the proud disdain,
These simple blessings of the lowly train;
To me more dear, congenial to my heart,
One native charm, than all the gloss of art;
Spontaneous joys, where Nature has its play,
The soul adopts, and owns their first-born sway;
Lightly they frolic o'er the vacant mind,
Unenvied, unmolested, unconfined.
But the long pomp, the midnight masquerade,
With all the freaks of wanton wealth arrayed—

# સૂનું ગામડું

૨૬૧—૨૭૦

હા ! શ્રીમંત અનિષ્ટ ગણે આ, ને ગર્વિષ્ટ કરે ઉપહાસ,
સરળ અને સાદા સુખનો, જે દીન સમાજ તણો ઉલ્લાસ.
મુજને બહુ જ વહાલો લાગે, હૃદયંગમ એ તો મુજ ભાવ,
કૃત્રિમ સહુ તે ઘાટો, કરતાં, સ્વાભાવિક એક જ દેખાવ.
આનંદો જ્યાં હોય સ્વયંભૂ, પ્રકૃતિ વળી ખેલે નિજ ખેલ,
આત્મા અપનાવે એનેશી પ્રભુતા, જે પૂર્વે જનમેલ.
તે સર્વે, નિશ્ચિંત હૃદય પર, હળવેથી પ્રસરાવે મોજ,
ઈર્ષાહીન, નરી નિષ્કંટક, બંધન રહિત અને વિણ બોજ.
પણ, તે ધૂમધમાલ અને તે સ્વાંગ તણા મધરાતે નાચ,
લક્ષ્મી, જ્યાં રેલાય નિરર્થક, એવા નફ્ટ, નઠારા રાચ.

# THE DESERTED VILLAGE.

261—270

In these, ere triflers half their wish obtain,
The toiling pleasure sickens into pain;
And, e'en while fashion's brightest arts decoy,
The heart distrusting asks, if this be joy.
Ye friends to truth, ye statesmen who survey
The rich man's joys increase, the poor's decay,
'Tis yours to judge, how wide the limits stand
Between a splendid and an happy land.
Proud swells the tide with loads of freighted ore,
And shouting Folly hails them from her shore;

# સૂનું ગામડું

## ૨૭૧—૨૮૦

છેલ વિહારી લંપટની આ અરધી મંછા સંતોષાય,
પણ તે સહુ દુખદેણ વિલાસો, તરત જ સંકટમાં પલટાય.
તે ચકચકિત ધુતારી માયા, જ્યારે લોભાવે નિજ પાસ,
"એ આનંદ ખરો કે?" પૂછે, અંતર જેને અણવિશ્વાસ.
સત્ય તણા સહુ બેલી! ધરતી માપણહાર! કુશળ સરદાર!
રે! ધનવાન બને મતવાલા, થાય ગરીબ તણો સંહાર.
ન્યાય કરો! આ ધર્મ તમારો, છે ને? અંતર ખૂબ વિશાળ!
વૈભવથી છલકાતા દેશો, ને સુખિયારા દેશ વચાળ.
કંચન ભરિત વહાણ ધરી ઉર, મદભર ઊછળે સાગરનીર,
બુદ્ધિ વિહોણા જયજયકારે, સત્કારે તેને નિજ તીર.

# THE DESERTED VILLAGE.

## 271—280

Hoards e'en beyond the miser's wish abound
And rich men flock from all the world around
Yet count our gains. This wealth is but a nam
That leaves our useful products still the same
Not so the loss. The man of wealth and prid
Takes up a space that many poor supplied
Space for his lake, his park's extended bounds
Space for his horses, equipage, and hounds
The robe that wraps his limbs in silken slot
Has robbed the neighbouring fields of half their growth

# સૂનું ગામડું

૨૮૧—૨૯૦

લોભીની મમતા ઓળંગી, ધનનો સંચય વધતો જાય,
પૃથ્વી પરથી શ્રીમંતોનાં ટોળાં અહિયાં ભરતી થાય.
તોય તમે આ લાભ ગણો! સહુ, ધનનું તો છે ઠાલું નામ,
દેશ તણી ઉપયોગી નીપજ, સર્વે વ્યર્થ પડેલી, આમ.
ખોટ અપૂર્વ નિરંતર આ કે, દંભી શ્રીમંતે, જે એક,
રોકેલી નિજ માટે જગા, ત્યાં નભતાં દીન કુટુંબ અનેક,
એનાં વાડ, તળાવ તણી હદ ઘેરે, જે વિસ્તાર વિશાળ,
તેમાં, ઘોડા, ગાડી, દાસો વાડી ને શ્વાનો વિકરાળ.
નવરાના સુંવાળા ડિલ પર, હીર તણા ડગલાનો પાશ,
એણે લૂટ્યાં લગતાં ખેતર, જેની અર્ધ હતી પેદાશ.

# THE DESERTED VILLAGE.

281—290

His seat, where solitary sports are seen,
Indignant spurns the cottage from the green;
Around the world each needful product flies,
For all the luxuries the world supplies;
While thus the land, adorned for pleasure all,
In barren splendour feebly waits the fall.
As some fair female, unadorned and plain,
Secure to please while youth confirms her reign,
Slights every borrowed charm that dress supplies,
Nor shares with art the triumph of her eyes;

# સૂનું ગામડું

## ૨૯૧—૩૦૦

તેના વડે, એકલસૂરી ગમતો ખેલાતી દેખાય,
ફરિયાળી પર, પર્ણકુટીને ઠેસો મારે ને સુગાય.
અવનિ મહીં, ચોમેર અહીંથી, થાય ખપતની જાણુસ, નિકાસ,
તે જગ, અહિયાં અમનચમનનાં, પૂરે રાચ, રચન સહુ ખાસ.
દેશ બધો આનંદવિલાસે, એ રીતે રંગાતો જાય,
આવા વંધ્ય, વિફલ વૈભવથી, તેની ધીમી પડતી થાય.
કોઈ મનોરમ, શોભન શ્યામા, અંગ કરે નિજ, સાદો સાજ,
હોય બધા મોહે એના પર, જ્યાર લગી યૌવનનાં રાજ,
તૂટી સુંદરતા ધિક્કારે, જેનો અવલંબન, શણગાર,
ભાવ દાખે નિજ ભાવ, છટા કે વિજયી નયનકટાક્ષ, લગાર.

# THE DESERTED VILLAGE.

291--300

But when those charms are past, for charms are frail,
When time advances, and when lovers fail,
She then shines forth, solicitous to bless,
In all the glaring impotence of dress.
Thus fares the land, by luxury betrayed;
In nature's simplest charms at first arrayed,
But verging to decline, its splendours rise,
Its vistas strike, its palaces surprise;
While, scourged by famine, from the smiling land,
The mournful peasant leads his humble band,

# સૂનું ગામડું

૩૦૧—૩૧૦

સુંદરતા તો છે ક્ષણજીવી, ક્ષણમાં એ તો ચાલી જાય,
ટાણું વીતી જાય, અને ત્યાં, અલબેલા સહુ અળગા થાય.
ત્યારે, ન્યારે સોંગ લળકતી, તલસે એ કરવા કલ્યાણ,
સાથે નિત્ય, અલંકારોનાં હામૂકાં હાલાં મંડાણ.
એ જ પ્રમાણે, દેશ ખમે, તે, વૈભવથી દુખમાં સપડાય,
પ્રથમ, સરલ ને નૈસર્ગિક સહુ સુંદરતામાં સરસ સજાય.
આવે, જ્યાં પડતીની ફેરે, તેનો વૈભવ વધતો જાય,
એના રાજમહેલ ઝબૂકે, એની વનરાજી ઝંખાય.
ત્યારે ભૂખમરાના ત્રાસે, મેલી આ ખીલેલું રાજ,
દુખિયારો ખેડૂત સિધાવે, લઈ નિજ દીન, વિરલ સહુ સાજ.

# THE DESERTED VILLAGE.

301—310

And while he sinks, without one arm to save,
The country blooms—a garden and a grave.
Where than, ah! where, shall poverty reside,
To 'scape the pressure of contiguous pride?
If to some common's fenceless limits strayed,
He drives his flock to pick the scanty blade,
Those fenceless fields the sons of wealth divide,
And even the bare-worn common is denied.
If to the city sped—what waits him there?
To see profusion that he must not share;

# સૂનું ગામડું

૩૧૧—૩૨૦

દેશ, પછી જ્યાં, તળિયે ડૂબે કોણ ઉગારે આણી કોર,
શીસોઝમ ઉદ્યાન બને તે, ને ભર જોમ મસાણ અઘોર.
હાય! હવે ક્યાં! તે નિર્ધનતા હરશે માંડી નિજ ઘરબાર.
આ અભિમાન નિકટવર્તીના ક્રોધ થકી પામી ઉત્થાર.
પડતર વાડ વિનાનાં સ્થાને, જો અનુપાય કરે વસવાટ,
ને જ્યાં નિજ ગોવારું હાંકે, તરણું, પાસો ચરવા માટ,
તો આ સાર્વજનિક ગૌચરના ઉપભોગી સહુ ધનના પૂત,
ગામડિયા નિર્વસ્ત્ર જનો પર, ત્યાંયે વર્તાવે હડધૂત.
નગર ભણી, જો કૂચ કરે, ત્યાં સર્જાયું શું! તેને માટ?
જોવા, એને ભાગ નહીં તે સહુ લખલૂટ અમૂલા ઘાટ.

# THE DESERTED VILLAGE.

131—320

To see ten thousand baneful arts combined
To pamper luxury, and thin mankind;
To see those joys the sons of pleasure know,
Extorted from his fellow creature's woe.
Here while the courtier glitters in brocade,
There the pale artist plies the sickly trade;
Here while the proud their long-drawn pomps display,
There the black gibbet glooms beside the way.
The dome where Pleasure holds her midnight reign,
Here, richly decked, admits the gorgeous train;

## સૂનું ગામડું

૩૨૧—૩૩૦

ને જોવી, તે વિષમય, કૂડી, ક્રૂર કરામત બાર હજાર,
વૈભવને સહુ પોષણહારી, જનતાનું શોષણ કરનાર.
ને જોવાં, તે દોરદમામો, વૈભવજાયાને જે જાણ,
અત્યાચાર થકી જામેલાં, મનુબાળોના લઈને પ્રાણ.
ત્યાં ઝળકે દરબારી ધાલી, સોનેરી લપ્પાના સાજ,
આમ, ચિતારો, તેજ વિહોણો ઝૂઝે મંદા ધંધા કાજ.
ત્યાં, ગવિંષ્ટ, સવારી કાઢી, દેખાડે રજવાડી દાઠ,
વાટ કને, આ ખિન્ન બનાવે, વેરણ ફાંસી કેરાં કાઠ.
ઘુંમટિયાળા રંગમહેલે, ધૂમ વિલાસે માઝમ રાત,
ભપકે ન્યારું શણુગારેલું, જેમાં જામે રાજજમાત.

# THE DESERTED VILLAGE.

## 321—330

Tumultuous grandeur crowds the blazing square;
The rattling chariots clash, the torches glare.
Sure scenes like these no troubles e'er annoy!
Sure these denote one universal joy!
Are these thy serious thoughts? Ah, turn thine eyes,
Where the poor houseless shivering female lies.
She once, perhaps, in village plenty blessed,
Has wept at tales of innocence distressed;
Her modest looks the cottage might adorn,
Sweet as the primrose peeps beneath the thorn;

# સૂનું ગામડું

૩૩૧—૩૪૦

તે ઝગમગતા ચોગાને પણ, મેદનીઁ કિલકિલતી ઉભરાય,
આંજે જ્યોત મશાલ તણી ત્યાં, ને રણકાતા રથ અથડાય.
આવાં ખાસાં દશ્ય ખરેખર! કો જનને નવ આપે ત્રાસ!
એ તો સ્પષ્ટ બતાવે જગમાં, ઘર ઘર વ્યાપેલો ઉલ્લાસ!
શું! આ તુજ ગંભીર વિચારો? રે! તું, તારી આંખો ખોલ!
ઘર વિણ, થરથરતી દિન કાપે, દુખિયારી, જ્યાં નાર અબોલ.
એક સમે, હતીઁ ગામનિવાસી, સુખની, જ્યાં અતિ રેલમછેલ,
નિર્દોષીની દુખકથની સુણીઁ, એણે ઝળઝળિયાં સારેલ.
તેના નમણા રૂપે મીઠી મહુલી, શું! સજતી, અણમૂલ,
જેમ, પ્રથમ દર્શન, થોરોમાં, દેતું એક ગુલાબનું ફૂલ.

# THE DESERTED VILLAGE.

331—340

Now lost to all, her friends, her virtue fled,
Near her betrayer's door she lays her head;
And, pinched with cold, and shrinking from the shower,
With heavy heart deplores that luckless hour,
When idly first, ambitious of the town,
She left her wheel and robes of country brown.
Do thine, sweet Auburn, thine, the loveliest train,
Do thy fair tribes participate her pain?
E'en now, perhaps, by cold and hunger led,
At proud men's doors they ask a little bread!

# સૂનું ગામડું

૩૪૧—૩૫૦

ત્યક્તા, મિત્ર, સગાંથી જેણે શિયળ તણો કીધો અપહાર,
માથું કૂટી, કકળે અબળા, હત્યારા દ્રોહીને દ્વાર.
વરસાદે તરબોળ બનેલી, ટાઢ થકી તે, ઠંડી ગાર,
અશુભ ઘડી સંભારી ઝૂરે, નયને ગરતી બબ્બે ધાર.
નગર તણી રસઘેલી, વનિતા વગર વિચાર બની, જે વાર,
અલગ ફગાવ્યા, માનીતા નિજ ચરખો ને ખાદીશણગાર.
શું તારાં? હે! મીઠા સુખપુર! તારાં અનુપ લલિત સંતાન,
શું! તારાં આ ગોત્ર છબીલાં, વિપત સહે તે મુગ્ધ સમાન!
ભૂખ અને ઠંડીમાં મરતાં, વ્યથિત કદાચિત્ જીવન કાજ,
અભિમાની માણુસના દ્વારે, માગે કટકો રોટી આજ.

# THE DESERTED VILLAGE.

341—350

Ah, no! To distant climes, a dreary scene,
Where half the convex worid intrudes between,
Through torrid tracts with fainting steps they go,
Where wild Altama murmurs to their woe.
Far different there from all that charmed before,
The various terrors of that horrid shore;
Those blazing suns that dart a downward ray,
And fiercely shed intolerable day;
Those matted woods where birds fotget to sing,
But silent bats in drowsy clusters cling;

# સૂનું ગામડું

૩૫૧—૩૬૦

રે! ના એ તો દૂર વિદેશે, ઘોર ભયંકર, જ્યાં દેખાવ,
ને વચમાં આડો આવે છે, ભારતનો અરધો ઢોળાવ.
જાય લથડતા ધીમે ડગલે, પાર કરે સહુ ઉષ્ણ વિભાગ,
પીડ વધારે રાની સરિતા, જેનો ત્યાં ઘુઘવાટ અથાગ.
પૂર્વેના મીઠા અનુભવથી, એ તો છેક નિરાળો ભાસ,
ગહન મહેરામણ કાંઠાના ભીષણ, વિકટ, ભયાનક ત્રાસ.
ધગધગતો સવિતા ફેંકે જ્યાં, રશ્મિ તણાં સોંસરવાં બાણ,
તાપ અસહ્ય અચળ વરસાવી, વરતે દિનની નિર્દય આણ.
ગીચ અને ગાઢાં જંગલ, જ્યાં પંખી ગાતાં ભૂલી જાય,
તેમાં મૂંગી વાગોળોના ઝૂડા લટકેલા દેખાય.

# THE DESERTED VILLAGE.

351—360

Those poisonous fields with rank luxuriance crowned,
Where the dark scorpion gathers death around;
Where at each step the stranger fears to wake
The rattling terrors of the vengeful snake;
Where crouching tigers wait their hapless prey,
And savage men more murderous still than they;
While oft in whirls the mad tornado flies,
Mingling the ravaged landscape with the skies.
Far different these from every former scene,
The cooling brook, the grassy-vested green,

# સૂનું ગામડું

૩૫૧—૩૬૦

વિષમય ખેતર, તેમાં અતિશય કોહેલાં ઝાડો ને પાન,
જેમાંથી વિષ ભેગું કરતા કાળા વીંછીનું, તે રાન.
ત્રાસજનક ઘોરણુ કરતો, ત્યાં ડંસીલો અજગર ઊંઘાય,
પંથી, ડગલું ભરતાં બીએ, ક્યાંય રખે! તે જાગી જાય.
હતભાગીનું ભક્ષણ કરવા, વાઘ લપેલા દેખે વાટ,
ને એથીય અધિક હત્યારા પુરુષ વનેરુ તણો ગભરાટ.
જ્યાં, બહુ વેળા વાવાઝોડું ઘેલું ઊડે ગોળાકાર,
ધૂળ ઉરાડી, ભૂતળ ને નભ, એકાકાર કરે તે વાર.
પ્રથમ હતાં જે દશ્યો દીઠાં, તે તો સાવ નિરાળો ભાસ,
શીતળ ઝરણું ને હરિયાળી, જ્યાં હરવું, રેશમશું ઘાસ.

# THE DESERTED VILLAGE.

361—370

The breezy covert of the warbling grove,
That only sheltered thefts of harmless love.
Good Heaven! what sorrows gloomed that parting day,
That called them from their native walks away,
When the poor exiles, every pleasure past,
Hung round the bowers, and fondly looked their last,
And took a long farewell, and wished in vain
For seats like these beyond the western main;
And shuddering still to face the distant deep,
Returned and wept, and still returned to weep,

# સૂનું ગામડું

૩૬૧—૩૭૦

પંખીગાને ગુંજતી લીલી કુંજગલીમાં અળગું ઠામ,
છાનાં, છૂપાં પ્રણુયી જનનું શીત, પમરતું, પ્રેમલ ધામ.
કેવો ! શોક કરુણ વેરાયો ! વતનવિયોગે રે ! કિરતાર !
જે વારે, નિજ ગામ તણાં, સહુ તજતાં વાટ અને ઘરબાર.
મીઠાં અવસર સર્વ શમ્યાં ! ને દુખિયાં, નિર્વાસનને વાર,
મઢુલી પર, ભર અશ્રૂ અઢેલી, કરતાં છેલ્લી દષ્ટિ પસાર.
આશીર્વાદ અમરતો દેતાં, ને કરતાં, સહુ અંત્ય પ્રણામ,
દખણાદા સાગરની પારે, આવાં ધામ નથી કો ઠામ.
આઘેના સાગર ગમ જાતાં, થરથરતાં, પરદેશ જનાર,
ડગલું ભરતાં ને રડતાં ને ફરતાં, રડતાં વારંવાર.

# THE DESERTED VILLAGE.

371—380

The good old sire the first prepared to go
To new-found worlds, and wept for others' woe;
But for himself, in conscious virtue brave,
He only wished for worlds beyond the grave.
His lovely daughter, lovelier in her tears,
The fond companion of nis helpless years,
Silent went next, neglectful of her charms,
And left a lover's for a father's arms.
With louder plaints the mother spoke her woes,
And blessed the cot where every pleasure rose,

# સૂનું ગામડું

૩૭૧—૩૮૦

વૃદ્ધ ભલા ગામેતીએ, જે પીડાતો પરને દુખ માટ,
સર્વ પહેલાં, કમર કસી, ત્યાં, લંકાદ્વીપ જવાને વાટ.
એ નીડર, શૂરો નર ઇચ્છે, નિજ ખાતર તો વાટ વિરાટ,
પેલા દ્વીપ જવાને, જે છે, જીવનના પણ પેલે ઘાટ.
એની સુંદર પુત્રી દીસે, જે અતિસુંદર નયને ધાર,
વણ બોલે તૈયાર થઈ તે, તરત ફગાવી, નિજ શણગાર.
વ્યથિત પિતાની લાડીલી ને વડપણમાં સહિયર સુકુમાર,
પ્રિયતમના હૂંફાળા હસ્તો, પિતુ કાજે છોડયાં નિર્ધાર.
પુનિત જનોના, વિપત તણી નિજ, કરતી રાવ, અધીરે સાદ,
મઢુલીને, જેમાં દીઠાં સુખ. દેતી અંતર આશીર્વાદ.

# THE DESERTED VILLAGE.

381—390

And kissed her thoughtless babes with many a tear,
And clasped them close, in sorrow doubly dear;
Whilst her fond husband strove to lend relief
In all the silent manliness of grief.
O luxury! thou curst by Heaven's decree,
How ill exchanged are things like these for thee!
How do thy potions, with insidious joy,
Diffuse their pleasure only to destory!
Kingdoms, by thee, to sickly greatness grown,
Boast of a florid vigour not their own;

# સૂનું ગામડું

૩૮૧—૩૯૦

સંકટ સમય, વહાલાં બમણાં લાગે ગભરુ અલેતાં બાળ,
જેને ચાંપી રડતી, કરતી ચુંબન કોડીલાં પ્રેમાળ.
એનો સ્નેહલ નાવલિયો નિજ પત્નીનું મન કરતો શાંત,
ચિંતા સહુ સંતાડી, હિંમત જાળવતો મમતાળો કાંત.
હું ! વૈભવ ઈશ્વરની આણે, તારા પર છે શાપ ખચીત,
કેવાં ! વાનાં પલટાયાં, તુજ કારણ આવી માઠી રીત.
પામે તારો ઘૂંટ, પ્રથમ સહુ માણે મિથ્યા હર્ષ વિનોદ,
કપટી એ આનંદો અંતે, વાળે તેનો સાવ નખોદ.
વ્યાધિગ્રસ્ત મહત્તા પામે, તુજ લયમાં સહુ રાજસ્થાન,
દંભ ધરે ભપકાળા બળનો, પણ તે સઘળો, પોલ સમાન.

# THE DESERTED VILLAGE.

391—400

At every draught more large and large they grow,
A bloated mass of rank unwieldy woe:
Till, sapped their strength and every part unsound,
Down, down they sink, and spread a ruin round.
Even now the devastatin is begun,
And half the business of destruction done;
Even now, methinks, as pondering here I stand,
I see the rural virtues leave the land.
Down where yon anchoring vessel spreads the sail,
That idly waiting flaps with every gale,

# સૂનું ગામડું

૩૯૧—૪૦૦

તારાં ઘૂંટા પીતાં પીતાં વાધે તેના તનનો ફાલ,
ફૂગી, જબરી પિંડ બને, ત્યાં થાય સમૂળા હાલહવાલ.
બળ પોકળ થતું જાય, રગે રગ ભીતર પણ પેસે પોલાણ,
પરિણામે પાતાળે પૂગે, થાય પછી પૂરી મોકાણ.
અત્યારે પણ, નિર્જતાનાં મંડાયાં કમઠાણ તમામ,
ને સંહાર તણું, રે! અહિયાં, અડધોઅડધ સધાયું કામ
ઊભો, ઊભો જોવામાં હુ ગ્રહણ કરું છું એમ વિચાર,
તેવામાં પણ દેખું ગૌરવ, ગામ તણું સહુ જાય બહાર.
પેલા લંગારેલ જહાજે ખોલેલો નિજ સઢનો દોર,
હળવે, હળવે ડોલન કરતો, ફફડે આમ, પવનને જોર.

# THE DESERTED VILLAGE.

401—410

Downward they move, a melancholy band,
Pass from the shore, and darken all the strand.
Contented toil, and hospitable care,
And kind connubial tenderness, are there;
And piety with wishes placed above,
And steady loyalty, and faithful love.
And thou, sweet Poetry, thou loveliest maid,
Still first to fly where sensual joys invade:
Unfit, in these degenerate times of shame,
To catch the heart, or strike for honest fame;

# સૂનું ગામડું

૪૦૧—૪૧૦

ચાલે સંઘ, સદા હુશિયારો, ધીમે, ધીમે તેણી કોર,
પાર સિધાતાં વાર કિનારે, તિમિર છવાયેલું ઘનઘોર.
ચાલ્યાં તે સંતોષી શ્રમ ને સરળ પરોણાગત હૂંફાળ,
એની સંઘાતે ચાલ્યાં રે! સહુ પરિણીત યુગલ પ્રેમાળ.
ઈશ્વરભક્તિ વળી એ સાથે, નિઃસ્વાર્થીની નિર્મળ નેમ,
ચાલ્યાં સાથ વફાદારી ને નિષ્ઠામય સહુ સાચો પ્રેમ.
પ્રેમલ તરુણી! રસિક સલૂણી! હે! કવિતાબાળા સુકુમાર!
તું ત્યાંથી નિત છટકે જ્યાં પણ, થાય વિષયસુખનો પેસાર.
આવા અડવા કલિયુગમાં જ્યાં, કૃત્ય અધમ, નિર્લજ્જ તમામ,
શું! તરવરવું પરમન હરવા, કે શું! મથવું રળવા નામ.

# THE DESERTED VILLAGE.

411—420

Dear charming nymph, neglected and decried,
My shame in crowds, my solitary pride;
Thou source of all my bliss, and all my woe,
Thou found'st me poor at first, and keep'st me so;
Thou guide, by which the nobler arts excel,
Thou nurse of every virtue, fare thee well!
Farewell, and O! where'er thy voice he tried,
On Torno's cliffs, or Pambamarca's side,
Whether where equinoctial fervours glow,
Or winter wraps the polar world in snow,

# સૂનું ગામડું

## ૪૧૧—૪૨૦

મોહક મુજ દેવાંગી રંભા! રે! તું નિંદ્ય, અલેખી આજ,
લોકસમૂહે તું એકલડી પંપાળે મુજ વટ ને લાજ.
દાત્રી, તું મુજ અદ્દભુત સુખની, ને મુજ દુખની પણ છે એમ,
પ્રથમ મને તેં નિર્ધન જોયો, ને હજુ પણ, રાખેલો તેમ.
વાટ બતાવે તું તો એવી, જ્યાં છે શ્રેષ્ટ કળાનાં ધામ,
સહુ સદ્દગુણની પાલનહારી! તુજને મારા અંત્ય પ્રણામ.
તુજને અંત્ય પ્રણામ વહાલી! ને તુજ કવન ઝરે જે ઠામ,
ગૌરીશંકરના તીર્થે કે, કન્યાકુમારીને ધામ.
કાંતો ઠેઠ વિષુવવૃત્તે, જ્યાં તાપ તણો અતિશય ઉકળાટ,
કે, જ્યાં તીવ્ર શિયાળો હિમથી ઢાંકે ધ્રુવના ઉત્તર ઘાટ.

# THE DESERTED VILLAGE.

421—430

Still let thy voice, prevailing over time,
Redress the rigours of th' inclement clime;
Aid slighted truth with they persuasive strain;
Teach erring men to spurn the rage of gain;
Teach him, that states of native strength possesst,
Though very poor, may still be very blest;
That trade's proud empire hastes to swift decay,
As ocean sweeps the laboured mole away;
While self-dependent power can time defy,
As rocks resist the billows and the sky.

# સૂનું ગામડું

## ૪૨૧—૪૩૦

સફળ થજે! તુજ કંઠે ભેદી, કાળ તણા સહુ ભેરીનાદ,
ને લલકારી, કરડી રતના ભોગ બનેલ કને તુજ સાદ.
પડુડી તુજ વાણીથી કરજે! વિસ્મૃત સતની સતત વહાર,
શીખવજે! તું ભુલકણાને, ધરતાં સ્વાર્થ ભણી ધિક્કાર.
શીખવજે! સહુ રજવાડાંને, જે નિજ બળ પર રાખે હામ,
હોય કદી બહુ દીન છતાં પણ, પામે સુખ સંપત અવિરામ.
ને વેપાર થકી છલકાતાં રાજ્ય તણી ઝટ પડતી થાય,
જેમ મહાસાગર, બાંધેલી પાળ અડગને ઘસડી જાય.
ને સ્વાશ્રય પર નભતી સત્તા, કાળોને પણ દે પડકાર,
જેમ ખડક, નભ, મોજાં વચ્ચે, અવગણના નિત જળના માર.

# સૂનું ગામડું

## અભિનંદન.

આ ભાષાન્તરને સ્વાભાવિક બનાવવા માટે લેખકે મૂળ કૃતિમાં કેટલોક ફેરફાર કર્યો છે, ગામોનાં પ્રાશ્ચાત્ય નામને બદલે, આપણને પરિચિત લાગે તેવાં નામો તેમણે કુશળતાપૂર્વક મૂક્યાં છે અને તેને લીધે આપણી ભૌગોલિક પ્રકૃતિને અનુરૂપ થાય તેવો બીજો પણ થોડો ફેરફાર તેમણે કર્યો છે. પરંતુ આ બધા ફેરફારને પરિણામે, મૂળ કૃતિના સૌંદર્યને કશી હાનિ ન થતાં તેનાથી ભિન્ન એવું સ્વતંત્ર સૌંદર્ય આ ભાષાન્તરકૃતિમાં સિદ્ધ થયું છે. આપણને પરિચિત હોય તેવાં નામ, વાતાવરણ અને સ્થળકાળના ઉલ્લેખોને લીધે આપણે આ કૃતિને કેવળ ભાષાન્તર તરીકે નહિ, પણ સ્વતંત્ર કૃતિ જેટલા રસથી વાંચી શકીએ છીએ. ક્યાંય ઠોકરાયા વિના છન્દ સળતાથી વહેતો આવે છે, પ્રાસો આપોઆપ સ્વાભાવિકતાથી સધાતા આવે છે;

# સૂનું ગામડું

અત્યંત સાદી અને સરળ ભાષામાં ક્યાંક દેશ્ય અને તળપદા અને ક્યાંક શુદ્ધ અને ગંભીર તત્સમ શબ્દો નૈસર્ગિક રીતે ગૂંથાતા જાય છે, અને પરિણામે સમગ્ર શૈલી નથી અતિશય ભારેખમ બની જતી કે નથી તદ્દન છીછરી બની જતી. આમ આ ભાષાન્તરકૃતિ આપણા ભાષાન્તરસાહિત્યમાં ગણનાપાત્ર સ્થાન પામવાને યોગ્ય છે. ડૉ. સુરૈયા તેમના વાનપ્રસ્થ કાળમાં સમાજસેવાના ક્ષેત્રમાંથી સાહિત્યના ક્ષેત્ર ભણી વળ્યા છે, આની પહેલાં તેમણે "જતિ" આપ્યું છે આજે એ "સૂનું ગામડું" આપે છે. તેમના તરફથી આવી સરળ, શુદ્ધ અને સુંદર ભાષાન્તરકૃતિ મળે તે સત્કાર અને અભિનન્દનને પાત્ર કેમ ન હોય!

મુંબઈ ૧૯-૧-૪૦. **મનસુખલાલ ઝવેરી.**

# સૂનું ગામડું

## કાવ્યપ્રશંસા.

સુંદર અંગ્રેજી કાવ્યોના સુંદર અનુવાદો કરવાનો ડૉ. સુરૈયાને નાદ લાગ્યો છે—ઘણો સારો નાદ લાગ્યો છે. Desserted Village નો આ અનુવાદ મૂળની સરલ શોભન રમણીયતાને જાળવે છે, અને એ કાવ્યને પશ્ચિમમાંથી ઉઠાવીને આપણા ભારતીય વાતાવરણમાં, તળ ગુજરાતની ભૂમિકામાં ઉતારે છે અનુવાદ કરવામાં ચરણેચરણ માટે શબ્દેશબ્દ માટે, એમણે કેટલી કાળજી રાખી છે જગણ જેવો પ્રતિકૂળ ગણ, ન આવી જાય, કે યતિભંગ ન થાય, એ ખાતર એમણે કેટલી ચીવટભરી મહેનત કરી છે, એ તો એમના સાથે બેસીને અનુવાદ વાંચિયેં, તો જ પૂર્ણ સમજાય. સવૈયા છંદની ગેયતા, વિષયને અનુરૂપ છે. ભાષાશુદ્ધિ માટે, એમનો આગ્રહ અપાર છે. જેટલો આગ્રહ સંસ્કારિતા માટે રાખ્યો છે તેટલો જ સરલતા

માટે પણ રાખ્યો છે. અનુવાદ વાચનાર, અનુવાદને મૂળ સાથે સરખાવી અનુવાદ કરવાનો પ્રયત્ન કરી જોશે, તો જ ડૉ. સુરૈયાના અનુવાદની ખરી કદર કરી શકશે. એમ કરતાં જ્યાં પણ શબ્દની પસંદગી કરવામાં એમણે કેવો વિચાર કર્યો છે, એમની એ પસંદગી માટે કેવાં કેવાં કારણો છે, એ ધ્યાનમાં નયે આવે.

મુંબઈ તા. ૭-૧૨ ૪૦. **રામપ્રસાદ પ્રેમશંકર બક્ષી.**

---

## "જતિ" નો સત્કાર.

અંગ્રેજી કાવ્યોમાંના રસ અને ભાવ અખંડ રાખી ગુજરાતીમાં ભાષાન્તર સરળતાથી થયાં છે: તે માટે ડૉ. સુરૈયાને ધન્યવાદ ઘટે છે.

**મથુરાદાસ ત્રીકમજી.**
( Mayor of Bombay. )

# સૂનું ગામડું

## "જતિ" નો સત્કાર.

I am sure your efforts will be appriciated in the literary circle.

LILAVATI MUNSHI.

અનુવાદ વાંચીને વર્ષો ઉપરની આનંદ ભાવના સચેતન થયેલી માલૂમ પડી. સરળ છંદોબદ્ધ કાવ્ય મૂળ કાવ્યને પૂરેપૂરો ન્યાય આપે છે ગુજરાતી વાંચકવર્ગ આ કાવ્યને વધાવી લેશે એવી આશા છે.

**શારદા મહેતા**

આ પુસ્તક બંધાવવામાં ઘણો ખર્ચ થયો હશે! આવો આકર્ષક દેખાવ! ગુજરાતી વાંચકવર્ગ એનો યોગ્ય સત્કાર કરશે એવી આશા રાખું છું.

**જયોત્સ્ના મહેતા**

પ્રોફે: બલવંતરાય ઠાકોરના અભિપ્રાયને હું સંમત છું કે "**જતિ**" મૂળ જેવો જ સરસ અને દિલચસ્પ તરજુમો છે.

**કૃષ્ણલાલ મોહનલાલ ઝવેરી**